# નિવેદન

આપણી જૂની બાળવાર્તાઓ, પુરાણ કથાઓ, હાલરડાં, લોકગીતો, અવસરે ગવાતાં ગીતો લોકનૃત્ય-જૂની સંસ્કૃતિના પ્રતિનિધિરૂપ એવું ઘણું ઘણું-આજે શહેરોમાં ભાગ્યે જ નજરે ચડી શકે તેમ છે. એ પુરાણા લોકસાહિત્યને જિવાડનાર અને તેને પોષનાર ભાટચારણો ને દેશી રજવાડાના રાજવીઓનો સિતારો આથમી ગયો છે. એનાં છેવટનાં કિરણો લુપ્ત થઈ જાય તે પહેલાં તેની આભાને ઝીલી લઈને સંઘરી રાખવી એ અત્યંત જરૂરી બની રહે છે.

આપણે ત્યાં સમાજજીવનના પાયામાં સંયુક્ત કુટુંબની સંસ્થા અને જ્ઞાતિ સંસ્થા છે. જેમ પ્રાન્ત પ્રાન્તનું લોકસાહિત્ય આપણે ત્યાં જુદું છે તેમ જ્ઞાતિ જ્ઞાતિના લોકસાહિત્યમાં પણ સારા પ્રમાણમાં વૈવિધ્ય છે. ઝડપથી પલટાયેલી કુટુંબ-વ્યવસ્થામાં આજે સંયુક્ત કુટુંબોની સંખ્યા સાવ ઓછી થઈ ગઈ છે; અને તેથી, કુટુંબનાં ઘરડાં, ખાસ કરીને ડોસીઓ, પાસેથી બાળકોને બાળપણમાં જ સાહિત્ય ને સંસ્કારની જે અમૂલી સંપત્તિ પ્રાપ્ત થતી તે સંપત્તિ વિભક્ત કુટુંબોમાં સાંપડતી નથી. જ્ઞાતિ સંસ્થા તૂટતાં સામાજિક રીતરિવાજોમાં પુષ્કળ પરિવર્તન થઈ ગયું છે, અને તેથી મૂળભૂત અંશોની તારવણી ઘણી મુશ્કેલ બને છે.

આપણી ભાષા ઉપર પણ પાશ્ચાત્ય અસરો બહુ મોટા પ્રમાણમાં આવી ગઈ છે, અને છેલ્લાં સો વર્ષમાં આપણી ભાષાએ નવો મરોડ લીધો હોઈ આજનાં બાળકોને તળપદી ભાષા સમજવામાં તકલીફ પડતી જણાય છે.

રાજકીય ક્ષેત્રે પણ જૂની રાજ્યપ્રથા દૂર થઈને પ્રજાતંત્રની નવી વ્યવસ્થા, ને તે પણ પાશ્ચાત્ય ઢબની, આવી ગઈ છે, એટલે ઐતિહાસિક મૂલ્યો પણ બદલાઈ ગયાં છે.

પ્રજાજીવન અને લોકમાનસ બન્નેમાં આ રીતે આવેલું મહામોટું પરિવર્તન લોકસાહિત્યના એક અંશ રૂપ કહેવતોને માટે ભયપ્રદ બની ચૂક્યું છે. આજે કહેવતોનો વપરાશ જેટલો ગામડાંમાં અને અભણ માણસો દ્વારા થાય છે તેટલો ભણેલા ને સુધરેલા શહેરીઓ દ્વારા થતો નથી. સુધરેલાઓ તો જાણે કહેવતોને દૂર રાખતા હોય, એનાથી શરમાતા હોય એવો ભાસ થાય છે. કુટુંબમાંથી ડોસીઓ દૂર થઈ તેની સાથે ડોસીશાસ્ત્ર કે જેના વિશિષ્ટ અંગરૂપ કહેવતો હતી તે લુપ્ત થયેલ છે. એનું સ્થાન બીજું શું લેશે એ આજે નક્કી થઈ શકે તેમ નથી, પણ, આપણે આપણું જે ગુમાવ્યું છે ને જે ગુમાવતા જઈએ છીએ તે લોકસાહિત્યના વેળાસર સુયોગ્ય સંગ્રહો તૈયાર થઈ જાય એ ઇષ્ટ છે.

આજે જીવનસંઘર્ષ જ્યારે ખૂબ જ તીવ્ર બની ગયો છે, આર્થિક ભીંસને લીધે સ્ત્રીને પણ ઘરનું શાંતિભર્યું જીવન છોડીને બહાર અર્થોપાર્જન માટે નીકળવું પડે છે, સંયુક્ત કુટુંબની ભાવના લુપ્ત થઈ ગઈ છે, ત્યારે આ પરંપરાગત સચવાઈ રહેલો વારસો આપણે આપણાં સંતાનને સોંપી શકતા નથી એ એક કડવી છતાં યે સત્ય હકીકત છે. રોજબરોજના જીવનના વ્યવહારમાંથી કહેવત ભુંસાતી જાય છે અને માત્ર સંગ્રહોમાં જ સચવાઈ રહેલી આજે દેખાય છે. લોકજીવનમાંથી લુપ્ત થતાં, કહેવતો આજે સંશોધનનો વિષય બની ગઈ છે. પણ આ પરિસ્થિતિ ઇષ્ટ નથી. એને માટે કંઈક નક્કર પગલાં લેવાવાં જરૂરી છે. બદલાતા જમાનામાં કહેવતોને શી રીતે સાચવવી એ આજે પ્રશ્ન થઈ પડ્યો છે. એ દિશામાં શું થઈ શકે?

પહેલું તો, આપણી મધ્યકાલીન કૃતિઓનો સૈકાવાર અભ્યાસ, અને તેમાંની કહેવતો તથા રૂઢિપ્રયોગો તારવી લઈને તે સૌનો કેવળ ભાષાદૃષ્ટિએ જ નહીં પણ ઇતિહાસદૃષ્ટિએ અને સામાજિકદૃષ્ટિએ અભ્યાસ થવો જરૂરી છે. આ ઉપરાંત અત્યારે જે કહેવતોના સંગ્રહો કે કહેવતકથાનકોના સંગ્રહો ઉપલબ્ધ છે તેમાંથી ઐતિહાસિક દૃષ્ટિએ કહેવતોનો અભ્યાસ કરી તેમના અર્થો આપવાનું કાર્ય જેમ અંગ્રેજી ભાષામાં *Oxford Dictionary of English Proverbs,* by Smith & Hazeltineમાં થયું છે તેમ આપણે ત્યાં ગુજરાતી ભાષામાં થવાની જરૂર છે. Folklore એટલે કે લોકસાહિત્યનાં અંગોનો સળંગ અભ્યાસ પશ્ચિમમાં સારા પ્રમાણમાં થયેલો જણાય છે. અંગ્રેજી ભાષામાં લખાયેલ *Standard Dictionary of Folklore, Mytholcgy & Legend,* by Funk & Wagnall અને *The Science of Folklore,* by Krappe Alexander Haggerty જેવા ગ્રંથોમા જે રીતનો લોકસાહિત્યનો અભ્યાસ થયો છે તેવો વિસ્તૃત અભ્યાસ આપણે ત્યાં પણ થાય એ ઇષ્ટ છે.

આપણે ત્યાં કક્કાવારી કહેવત-સંગ્રહો પ્રગટ થયા છે પણ વિષયવાર વર્ગીકરણ કરીને કહેવતોનો વ્યવસ્થિત અભ્યાસ થયો નથી. શ્રી. આશારામ શાહે 'ગુજરાતી કહેવતસંગ્રહ'માં વર્ગીકરણ કરીને કહેવતોનો સંગ્રહ આપ્યો છે આ વર્ગીકરણ એમણે સમાનાર્થ કે સમાન સિદ્ધાંત-સાર-જેમાંથી પ્રાપ્ત થતું હોય તેવી કહેવતોને એક ઠેકાણે રજૂ કરીને-એનાં ઝૂમખાં તૈયાર કરીને-કર્યું છે. એમણે કથાનકો પણ ક્યાંક ક્યાંક નોંધ્યાં છે. કહેવતોનું વિષયવાર વિસ્તૃત વર્ગીકરણ કરીને આ દિશામાં આગળ કામ કરી શકાય.

આપણે ત્યાં કહેવત કથાનકો એકઠાં કરવાનો પ્રયાસ થયો છે, પણ તેમાંનાં મોટા ભાગનાં કથાનકો કાલ્પનિક છે. એટલે પરંપરાગત

મૂળ કહેવત-કથાનકો શોધી કાઢીને એકઠાં કરવાં એ પણ સંશોધનનું કાર્ય બની રહે છે.

જેવી રીતે ભાષા કાળગ્રસ્ત થતાં એ સામાન્ય જનને બિલકુલ સમજાતી નથી તેવી રીતે એ ભાષામાં પ્રચલિત એવી કહેવતો પણ ન સમજાય અને પરિણામે વપરાશમાંથી ઘસાતી જાય. ક્યારેક એ કહેવતોમાં આવતા કેટલાક શબ્દો વપરાશમાંથી ચાલી જતાં કહેવતો અસ્પષ્ટ બને અને વપરાશમાંથી નીકળી જાય. આ દિશામાં પણ કામ કરવા જેવું છે. "પ્રબોધબત્રીસી" જેવી જૂની ગુજરાતીની કહેવતમૂલક કૃતિમાં ઘણી કહેવતો એવી છે કે જે આજે સમજાતી નથી. ગુજરાતી કહેવતોનો જો સૈકાવાર સળંગ અભ્યાસ કરવામાં આવે તો સંભવ છે કે મોટા ભાગની આજે નહીં સમજાતી ગુજરાતી કહેવતો સમજાય. એ માટે કેટલીક કૃતિઓનું નવેસરથી સંશોધન-સંપાદન પણ આવશ્યક બની રહે છે.

ગુજરાતી ભાષામાં જુદા જુદા પ્રદેશોની કહેવતોનાં જુદાં જુદાં સ્વરૂપો જોવા મળે છે. દા. ત., સુરત તરફ "ટકાની ડોશી ને ટકાનું મુંડામણ" કહેવત પ્રચલિત છે. તો કાઠિયાવાડ તરફ "ત્રાંબિયાની ડોશી ને ઢીંગલો મુંડામણ" કહેવત પ્રચલિત છે. આવા ફેરફારોવાળી કહેવતોને જુદી તારવીને એના પરથી કહેવતોમાં પ્રાદેશિક સ્થાનિક અસરો કેવી પ્રતિબિંબિત થાય છે તે નોંધી શકાય.

શ્રી. દામુભાઈ ડાહ્યાભાઈ મહેતાએ "ગુજરાતી કહેવતો"ના સંગ્રહમાં જુદાં જુદાં રૂપોની, જૂજવાજ ફેરફારવાળી કહેવતો ફક્ત નોંધી છે, પણ કયા પ્રદેશમાં કઈ કહેવત પ્રચલિત છે તેનો ઉલ્લેખ કરી, એવી કહેવતો તે તે સ્થાનના લોકોના જીવન ઉપર પ્રકાશ પાડે એ રીતે કામ કર્યું નથી, એટલે એ દિશામાં કામ થઈ શકે.

"નાચવું નહીં ત્યારે આંગણું વાંકું" કે "નાચનારીનું આંગણું વાંકું" જેવી પરસ્પર વિરોધી કહેવતોની નોંધ કરીને, આવી

કહેવતો જુદે જુદે રૂપે શી રીતે અસ્તિત્વમાં આવી તે શોધવાનો પ્રયત્ન કરીને આ પ્રકારના પરિવર્તનમાં કાળબળ સિવાય બીજું કયું બળ કામ કરી જતું છે તે શોધી શકાય તો સંશોધનને ક્ષેત્રે મહત્ત્વનો ફાળો આપ્યો ગણી શકાય.

આજે સામાજિક સંદર્ભ બદલાઈ જતાં, નવા નવા પ્રવાહો જીવનમાં વહેતાં થતાં, જીવનનાં પાયાનાં મૂલ્યોમાં પરિવર્તન થતાં, કેટલીક પ્રચલિત કહેવતો વપરાશમાંથી નીકળી જાય એ સ્વાભાવિક છે, પણ એને સ્થાને કોઈ બીજી નવી કહેવતો આજે પ્રચલિત થઈ છે કે કેમ, તે પણ સંશોધનનો વિષય બની શકે, અને જો એવી કહેવતો પ્રચલિત થઈ હોય તો તેમાં અંગ્રેજી, ફ્રેંચ કે યુરોપની ઇતર ભાષાઓના અભ્યાસની કે પાશ્ચાત્ય સંસ્કૃતિના ગાઢ સંપર્કની અસર પડી છે કે કેમ, અને અસર પડી હોય તો તે કેવી અને કેટલી, એ તપાસવાનું કાર્ય સંશોધનને ક્ષેત્રે અત્યંત રસપ્રદ થઈ પડે તેવું છે.

કહેવતોના અભ્યાસનું ક્ષેત્ર, આમ, અત્યંત વિશાળ છે. ઈ. સ. ૧૯૬૬માં પી. એચ. ડી.ની ઉપાધિ માટે, સુપ્રસિદ્ધ વિદ્વાન ડૉ. હરિવલ્લભ ભાયાણીના માર્ગદર્શન હેઠળ, "પ્રાચીન ગુજરાતી સાહિત્યની ઉખાણાગર્ભિત રચનાઓનું અધ્યયન—મુખ્યત્વે માંડણકૃત 'પ્રબોધ-બત્રીસી' અને શ્રીધરકૃત 'રાવણ-મંદોદરી સંવાદ'ને અનુલક્ષીને" એ વિષય ઉપર મેં મહાનિબંધ લખ્યો હતો. મુંબઈ યુનિવર્સિટીએ એ સ્વીકારી મને ઉપાધિ એનાયત કરી તે પછી ઘણા શુભેચ્છકોનો એવો આગ્રહ હતો કે એ મહાનિબંધ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવો. સંજોગો જોતાં એ આખો મહાનિબંધ પ્રસિદ્ધ થવાની શક્યતા ઓછી લાગી. ડૉ. ભાયાણીએ તોડ કાઢ્યો કે એનો પહેલો ખંડ—જેમાં કહેવત વિષયક મહત્ત્વની અને કેટલેક અંશે મૌલિક કહી શકાય તેવી વિચારણા રજૂ થઈ છે તે આખો ખંડ—તો પ્રસિદ્ધ કરવો જ. શ્રી પુરુષોત્તમ

માવળંકરે 'સન્નિષ્ઠ પ્રકાશન'માં એ ખંડ પુસ્તકાકારે છાપવાની તૈયારી બતાવી એટલે અનુકૂળતા થઈ ગઈ. મૂળ મહા-નિબંધના બીજા ખંડનું ચોથું પ્રકરણ "કહેવતમૂલક કે ઉખાણાગર્ભિત રચનાઓની પરંપરા" અહીં છેવટના વધારાના પ્રકરણ તરીકે ટૂંકાવીને મૂકી દીધું છે. સાહિત્ય-રચનામાં કહેવતોનું મૂલ્ય કેટલું બધું વધી ગયું હતું તેનો આછો ખ્યાલ એ પ્રકરણ દ્વારા આવશે.

આ પ્રકાશન માટે શ્રી પુરુષોત્તમ માવળંકરની હું ઋણી છું. પ્રેસ કૉપી ઉત્સાહ અને ઝીણવટથી તૈયાર કરી આપવા મારા પુત્ર ચિ. મુકુલે બીડું ઝડપી તે કામ સુંદર રીતે પાર પાડ્યું છે.

મુંબઈ, એપ્રિલ ૧૯૭૦ — અનસૂયા ભૂપેન્દ્ર ત્રિવેદી

---

## અ • નુ • ક્ર • મ

## પ્રકરણ ૧

## કહેવતોનું મહત્ત્વ

પેઢી દર પેઢી કોઈ પણ માનવસમૂહનો સંગ્રહાતો જતો અનુભવ તથા ડહાપણ તેની ભાષાનાં બોધરૂપ દૃષ્ટાંત-વાક્યોમાં કે ચોટદાર મર્માળી ઉક્તિઓમાં પ્રગટ થાય છે. આવાં વાક્યો ને ઉક્તિઓ એક વ્યક્તિ પાસેથી બીજીને અને એક જમાના પાસેથી બીજા જમાનાને મળતાં રહે છે, અને એ રીતે વધુ ને વધુ વ્યાપક બનતાં જાય છે. આ જાતનાં વાક્યો ને ઉક્તિઓ જે ફેલાઈ ફેલાઈને સર્વસ્વીકૃત બની, સમાજમાં લોકપ્રિયતા પામી, સૌને મોઢે રમી રહે છે તેમને આપણે કહેવતો તરીકે ઓળખીએ છીએ.

જેમ જીવનમાં તેમ સાહિત્યમાં પણ કહેવતો મહત્ત્વનું સ્થાન ભોગવે છે. કહેવતો ભાષાનો શણગાર છે. અરબી ભાષામાં તો એક કહેતી છે કે "ભોજન માટે જેમ નિમક, તેમ બોલી માટે કહેવત." જગતની કોઈ પણ પ્રજા કે જગતનું કોઈ પણ સાહિત્ય કહેવતવિહોણું હોઈ ન શકે. કહેવતોની ભાષા બોલચાલની, સામાન્ય અને સાદી ભાષા હોવા છતાં એની મર્માળુતા, વેધકતા અને સહજોદ્‌બોધનની લાક્ષણિક શક્તિ ભાષાને ક્યારેક લાલિત્ય બક્ષે છે અને અણધારી ઢબે અલંકૃત પણ કરી શકે છે. ફ્લોરિઓએ પોતાના સંવાદોમાં કહ્યું છે:

"Proverbs are the pith, the proprieties, the proofs, the purities, the elegancies, as the commonest so the commendablest phrases of a lan-

guage. To use them is a grace, to understand them a good......"[1]

કહેવતોમાં જે બોધપાઠ–વ્યવહારનું ડહાપણ સમાયેલ છે તે કારણે રોજિંદા જીવનમાં કહેવતો ઘણે પ્રસંગે ભિન્ન ભિન્ન રીતે ઉપકારક બનતી રહે છે. પોતે કેમ વર્તવું, અન્ય મનુષ્યો સાથેના પારસ્પરિક સંબંધો કેમ જાળવવા, વ્યવહારમાં તકેદારી કેવીક રાખવી, વગેરે જાણવા–શીખવામાં કહેવતો મદદે આવે છે. 'માનવ માત્ર ભૂલને પાત્ર' હોઈ ઘણી કહેવતો માણસની ભૂલો તરફ સંકેત કરતી હોય છે, તેથી કહેવતો જાણીને, તેમના પર ધ્યાન આપી, માણસ પોતાના વર્તનમાં સુધારો કરતો રહે તો એને ઘણો લાભ થાય.

નિત્યના જીવનની સાદી નીતિરીતિ અને આચાર પરત્વેની કેટલીક કહેવતો જોતાં આ વાત સ્પષ્ટ થશે.

આળસ કે પ્રમાદ માણસને હાનિ કરે છે, દરિદ્રતા આણે છે, અને કુટુંબીઓમાં પણ અળખામણો બનાવે છે, તેથી માણસે ઉદ્યમી બની દ્રવ્યોપાર્જન કરવું જોઈએ. "ઉદ્યોગ વિનાનું નસીબ લૂલું." "કરે ચાકરી તો પામે ભાખરી." "કરે સેવા તો પામે મેવા."

અનીતિને માર્ગે જતા માનવીને માટે લાલબત્તી બનતી કહેવત છે : "પરસ્ત્રી યાર સદા ખુવાર, કાંટાની શૈયા ને જોડાનો માર." "પરસ્ત્રી માત સમાન."

જીવનમાં કાળાંધોળાં શાને કરવાં ? "જીહાની આવરદા ચાર ઘડી." માટે જ કહ્યું છે : "કર ભલા, હોગા ભલા."

સંકટ સમયે માણસે ધીરજ રાખવી જોઈએ કેમ કે ઉતાવળે કોઈ કાર્ય એકદમ સિદ્ધ થતું નથી. "ધીરજનાં ફળ મીઠાં." "ઉતાવળે આંબા પાકે નહીં." એ તો "ટીપે ટીપે સરોવર ભરાય, કાંકરે કાંકરે પાળ બંધાય." "ઉતાવળા સો બાવરા, ધીરા સો ગંભીર."

પોતાની શાખ સાચવવા માણસે ખૂબ સાવધ રહેવાની જરૂર છે. "મણનું માથું જજો, પણ નવટાંકનું નાક ન જજો."

જીભની મીઠાશથી જગત જિતાય છે પણ તે ન હોય તો દુશ્મનાવટ થાય છે. "જીભમાં ઝેર, તો જગતથી વેર," માટે કજિયાથી હમેશાં દૂર રહેવું જોઈએ. "કજિયાનું મોં કાળું." ધ્યાનમાં રાખવું જોઈએ કે "તરવારના ઘા રુઝાય છે, વાણીના ઘા રુઝાતા નથી.' સાહસ-કાર્ય કોઈ પણ પરિસ્થિતિનો સાચો ખ્યાલ કર્યા વગર ન કરવું જોઈએ, કેમકે "વગર વિચાર્યું જે કરે, પાછળ તે પસ્તાય."

આમ, દુન્યવી અનુભવ અને દુન્યવી ડહાપણના નિચોડરૂપ કહેવતો જીવનસાગરમાં દીવાદાંડી રૂપ બનીને સાચા જીવનરાહનું દર્શન કરાવી શકે છે.

અનુભવોનું સત્ય આંશિક સત્ય છે અને તેથી ઘણીવાર વિરોધી અનુભવોની અભિવ્યક્તિ કરતી વિરોધી કહેવતો અસ્તિત્વમાં આવી જાય છે. દા. ત. "ન બોલ્યામાં નવ ગુણ" અને "બોલે તેનાં બોર વેચાય." "ઝાઝા હાથ રળિયામણા" અને "સાત સોયાણીએ ખેતર વંઠે."

દલીલબાજીમાં પણ કહેવતો મહત્ત્વનો ભાગ ભજવી શકે છે. સંક્ષેપમાં ચોટદાર રીતે વસ્તુકથન કરવાની શક્તિ કહેવતોમાં રહેલી હોઈ ને ચર્ચાઓમાં ક્યારેક આરંભમાં તો ક્યારેક અંતે વક્તવ્યની સ્પષ્ટતાપૂર્વક સમજૂતી માટે કહેવતો વપરાય છે. કેટલાક ટૂચકાઓને રજૂ કરી અંતમાં તેનો સાર આપવા માટે કહેવતો રજૂ થતી. મધ્યકાળમાં કહેવતોનો આ રીતનો વપરાશ ઝાઝો જણાય છે.

કોઈ પણ દેશની કહેવતોમાં અમુક અંશે રાષ્ટ્રીય વિશિષ્ટતા વ્યક્ત થાય છે. જનમંડળની રહેણીકરણી, રીતરિવાજો, ઇતિહાસ, તહેવારો, વહેમો, ઘરસંસારની બાબતો, વગેરેના ઇશારા કહેવતોમાં

સમાયા હોવા ઉપરાંત પ્રજાની વ્યવહારદક્ષતા, તેનું શાણપણ, તેની સભ્યતા અને સંસ્કારિતાના પણ સંકેત મળે છે. પ્રજાકીય અનેક લક્ષણો કહેવતોમાં મુદ્રિત થતાં રહે છે.[૨] સમાજ, ધર્મ, રાજકારણ, વગેરેની કહેવતો દ્યોતક બની રહે છે.

કચ્છની ભૂમિ યુદ્ધમાં રાચતા ધીંગા મરદોની અને સાહસિક, અર્થપરાયણ, સતત ઉદ્યોગશીલ વેપારીઓની છે. નીચે આપેલી કેટલીક કચ્છી કહેવતોમાંથી આ વાત ફલિત થાય છે.

✓ (૧) " ધીંગે જી ધરા ને બરૂકે જી બાયડી "
ધીંગાની ધરતી અને બળિયાની સ્ત્રી.

✓ (૨) " મુડસ મેડિયે કાં બેડિયે. "
મરદો મહેલમાં કે જેલમાં.

✓ (૩) " મુડસ જો મટ મુડસ કરે. "
મર્દની કિંમત મર્દ કરે.

(૪) " ઘોડે તે ઘર ને ઉઠે તે ઓતારા. "
ઘોડા ઉપર ઘર ને ઊંટો પર ઉતારા.

(૫) " ઉથ નાણાં, વે નાણાં, નાણે વોણા નર નિમાણા. "
ઊઠતાં બેસતાં પૈસાની જરૂર છે. પૈસા વિના માનવી લાચાર છે. "

(૬) " ખેંધલ ખટયા ને મેડીંધલ મુઠા. "
વાપરનારા ખાટયા ને સંઘરાખોર મૂઆ.

(૭) કચ્છીમેં કૂડ, કચ્છી જી પાગમેં પણ કૂડ. "
કચ્છીમાં કૂડ અને કચ્છીની પાઘડીમાં પણ કૂડ.[૩]

આમ, કહેવતો પ્રજાના સંસ્કાર અને તેનું માનસ સ્પષ્ટ કરે છે. ઉપલા થર કરતાં વિશેષે નીચલા થરના એટલે કે પ્રજાના મોટા વર્ગના જીવનવ્યવહાર સાથે કહેવત જડાયેલી છે. તેથી, એક ભાષા બોલનાર પ્રજા, બીજી ભાષા બોલનાર પ્રજા સાથે, સંસ્કાર અને આચાર–વિચારની દૃષ્ટિએ કેટલું સામ્ય-વૈષમ્ય ધરાવે છે તે તપાસવું હોય તો તે બંનેની કહેવતોની સરખામણી કરી જોવી. પ્રજાપ્રજાના સમાજજીવન—રહેણી-કરણી, માન્યતા, રીતરિવાજ, પરંપરા—ભિન્ન ભિન્ન હોવાથી તેમનું પ્રતિબિંબ કહેવતમાં પડવાનું. કહેવતોમાં જીવાતા જીવનનું ચિત્ર ઊઠી આવતું હોઈ ને તેમાં ભિન્નતા નજરે પડશે પણ આ સમાજજીવનની ભીતરમાં માનવહૃદયના સનાતન ભાવ અને ભાવનાઓનું જ્યાં જ્યાં ચિત્ર ઊપસી આવે છે ત્યાં ત્યાં એ ભાવ અને ભાવનાના ચિત્રમાં સમાનતા દેખાઈ આવે છે.

જમાને જમાને જીવનની પરિસ્થિતિ અને રહેણીકરણીમાં ફેરફાર થતો રહે છે. પ્રજાનો ઇતિહાસ પણ પરિવર્તન પામતો રહે છે. અન્ય પ્રજાઓ સાથેના સમાગમોની માત્રામા પણ વધઘટ થતી રહે છે, અને તેથી કહેવતોમાં પણ રૂપાન્તરો થતાં રહે છે, અને નવી કહેવતો અસ્તિત્વમાં આવતી રહે છે. આમ હોવાથી કહેવતોના અભ્યાસથી જેમ માનવસમાજની આગવી વિશિષ્ટતાઓની તથા સર્વસાધારણ માનવ–સ્વભાવના જુદાં જુદાં પાસાંની ઝાંખી થાય છે, તેમ સમાજમાં થતા ફેરફારોનો ખ્યાલ પણ આવે છે. એથી નૃવંશશાસ્ત્રીઓ, સમાજ-શાસ્ત્રીઓ અને ઇતિહાસકારો માટે કહેવતોનું ઘણું મહત્ત્વ છે.

શિક્ષણના ક્ષેત્રમાં પણ કહેવતોનો અભ્યાસ ઉપકારક બને છે. કહેવતો એકઠી કરવી, તેને વિષયો પ્રમાણે વિભાજિત કરવી, તેના ઉપરથી નિબંધો લખવા કે સંવાદો રચવા અને એમ પુસ્તકિયા જ્ઞાન ઉપરાંત વિદ્યાર્થીઓને વ્યવહાર–જ્ઞાન પણ આપવું એવી ઇચ્છા જે શિક્ષકની હોય તે કહેવતોનો આ રીતનો અભ્યાસ કરાવી વિદ્યાર્થીઓમાં

મૌલિક વિચારશક્તિ તેમજ અભ્યાસ-વૃત્તિ પ્રગટાવી શકે છે. કહેવતોનો વ્યવસ્થિત અભ્યાસ વિદ્યાર્થીને પ્રજાજીવન પ્રત્યે અભિમુખ કરે છે અને પ્રજાજીવનના ભિન્ન ભિન્ન પાસાનો લાક્ષણિક પરિચય કરાવે છે.

આજે જ્યારે ભાષાવિજ્ઞાનનો અભ્યાસ સારા પ્રમાણમાં થાય છે ત્યારે કહેવતો એ અભ્યાસમાં નોંધપાત્ર ફાળો આપી શકે એવી સ્થિતિ છે. પ્રાચીન સાહિત્યની ભાષાના મહત્ત્વની માફક કહેવતોનું મહત્ત્વ ભાષા-વિજ્ઞાનના અભ્યાસમાં સામગ્રી લેખે છે. કાલગ્રસ્ત શબ્દો, અર્થો, રૂપો કે પ્રયોગો કહેવતોમાં જળવાયાં હોય છે. એટલે એવી કહેવતો, ઐતિહાસિક દૃષ્ટિએ ભાષા-વિજ્ઞાનના અભ્યાસમાં સહાયભૂત થાય. દા. ત., નીચેની કહેવતો જોઈએ.

(૧) " ઘડે ગણે તે **માડા** ભૂલે નહીં. "
માડા = પૂડા.

આ 'માડા' શબ્દ આજે આપણી ભાષામાં વપરાતો નથી, પણ માંડણ-કૃત " પ્રબોધબત્રીસી " તેમજ શ્રીધર-કૃત " રાવણમંદોદરી સંવાદ " એ બે કૃતિઓમાં આ શબ્દ કહેવતમાં પ્રયોજાયેલો મળી આવે છે.

" ગહૂ ગણઈ તસ **માંડા** કેહ. "-'પ્રબોધબત્રીસી' ૨૪૫/૬
" મનિ **માંડા** તૂ લૂખા કાંઈ? "- " ૧૧૫/૬
" મન **માંડા** મુખિ લૂખા કાંઈ?"-'રાવણમંદોદરી સંવાદ' ૭૮૬/૨

આમ, આ શબ્દ ગુજરાતીમાં પંદરમી-સોળમી સદીમાં પ્રચલિત હતો. જે આજે વપરાશમાંથી ઘસાઈ ગયો છે.

(૨) " આંધળા આગળ આરસી ને બહેરા આગળ **પારસી.**"
પારસી - ફારસી ભાષા, સાંકેતિક બોલી.

શામળ-કૃત "રાવણમંદોદરી સંવાદ"માં આ શબ્દ કહેવતમાં પ્રયોજાયો છે.

પંડિત આગળ શી પારસી } કડી ૧૭૯.
આંધળા આગળ છે આરસી } (બૃ. કા. દો. ભા. ૧. પાંચમી આવૃત્તિ પૃ. ૫૧૮).

આ શબ્દ ઉપર ડૉ. ભોગીલાલ જ. સાંડેસરાએ આ મુજબ નોંધ કરી છે :

"સાંકેતિક બોલી" ના અર્થમાં "પારસી" નો પ્રયોગ અસાઇત કૃત "હંસાઉલી" (ખંડ ૩–કડી ૭૨), કેશવદાસ–કૃત "કૃષ્ણક્રીડા કાવ્ય" (સર્ગ ૨૧. કડી ૩૫), ભાલણ–કૃત "કાદંબરી" (કડવું ૧૦, કડી ૫૪) આદિમાં છે. શામળ–કૃત "નંદબત્રીસી" ના ("બૃહત્ કાવ્ય-દોહન" ભા. ૧. છઠ્ઠી આવૃત્તિ પૃ. ૩૫૦)–

કંચન આગળ કથિર તે કશી, ચતુર આગળ કશી પારશી;
હનુમાન આગળ કશા ઠેકડા, કરોડ આગળ કશા એકડા."[૪]

આના ઉપરથી સ્પષ્ટ થશે કે આ શબ્દ પંદરમી સદીથી તે સત્તરમી સદી સુધી જૂની ગુજરાતી ભાષામાં પ્રચલિત હતો.

(૩) "તણુંગ માયેં કયમ પાડો મરે ?"
તણુંગ = પખાલ, પખાલી.

આ શબ્દ "પ્રબોધબત્રીસી." "રાવણ મંદોદરી સંવાદ" તેમજ "અખાના છપ્પા"માં કહેવતોમાં પ્રયોજેલો મળે છે.

"માંહુ મહિષ તણુંગ ડંભાઈ."–'પ્રબોધબત્રીસી' ૨૩૭/૬
"માંહે મહિષ માં ડાભિ તડીંગ."–'રાવણમંદોદરી સંવાદ' ૭૯૧/૬

તણુંગનું "તડીંગ" થયું છે.
પણ "તણુંગ" માથે કયમ પાડો મરે ?" અખાના
છપ્પા ૨૮૫/૫.

આમ, આ શબ્દ પણ ૧૬મી સદીમાં પ્રચલિત હતો જે આજે ઘસાઈ ગયો છે.

આ રીતે અનેક કહેવતોમાંથી કાલગ્રસ્ત શબ્દો ટાંકી શકાય.

(૧) ગાડું દેખી ગુડા ભાંગ્યા.
ગુડા = ઘૂંટણ.

(૨) નવરો બળદિયો **મોચમ** ખૂંદે.
મોચમ = કોઢ, ખેતરમાં બે બળદોની સાથે ત્રીજા બળદનું ચાલવું.

(૩) નવરા બેઠા કામ કરો, **વાણ** ઉકેલી ખાટલો ભરો.
વાણ = શણ, કાથી, બીંડી, ખજૂરીનાં પાંદડાં કે બીજી વનસ્પતિના રેસાઓની ખાટલામાં ભરવાની દોરી.

(૪) **તેજી** ન સહે **તાજણો.**
તેજી = ઘોડો.
તાજણો = ચાબૂક.

(૫) **ત્રાંબિયાની** ડોસી, **ઢિંગલો** મુંડામણ.
ત્રાંબિયો = સિક્કો } સૌરાષ્ટ્રમાં એક સમયે આ નાણું
ઢિંગલો = સિક્કો } ચલણી હતું.

(૬) રાગ વિનાનો ગાંગરે, નિર્ધનિયો **સિદાય;**
નગરા સગરા ગણું કરે, તે આટાલૂણમાં જાય.
સિદાય = દુઃખ પામે.

(૭) ફરે કાજી, પણ ન ફરે કજા. ✓
કજા = કાયદો.

(૮) ચૂડામાં મૂડો સમાય.
મૂડો = આણા વખતે આપાતી રકમ.

(૯) અભાગણીને ભાણું આવે ત્યારે વરને વાસી વળે.
વાસી વળે = ઊલટી થાય.

(૧૦) પહેલે દિવસે પરોણો, બીજે દિવસે પઈ, ત્રીજે દિવસે રહે તેની અક્કલ ગઈ.
પઈ = પથિક.

આ "પઈ" શબ્દ આપણે આજે વાપરતા નથી પણ કહેવતમાં એ સચવાઈ રહેલો છે.

આ બધાં કહેવતોનાં ઉદાહરણો, આજે વપરાશમાંથી નીકળી ગયેલા કેટલાક શબ્દો, અર્થો અને રૂપો આપણી આગળ છતાં કરે છે. આ બધાં ઉદાહરણો ભાષા-વિજ્ઞાનના અભ્યાસને રસિક બનાવે છે.

આમ, કહેવતમાં માનવના અનુભવ અને અવલોકનની અનેક શાખાઓ સમાવિષ્ટ છે. માનવીની ખૂબીઓ અને ખામીઓ, તેના સદ્ગુણો અને દુર્ગુણો, તેની બીમારી અને સ્વાસ્થ્ય, અન્ય માનવીઓ અને દુનિયા સાથેનો સંબંધ, ઈશ્વરવિષયક માન્યતાઓ, સાંસારિક સંબંધો, પશુપક્ષીઓ, પવન, ઝાડપાન, ધરતી ઉપરની પેદાશો, ઋતુ, વાતાવરણ, આકાશ, સૂર્ય, ચંદ્ર, વગેરે અનેકાનેક પદાર્થ કહેવતના સર્વવ્યાપી વર્તુળમાં સમાઈ જતાં જણાય છે, અને તેથી જ, કહેવતોનો અભ્યાસ એ માનવ-સંસ્કૃતિ અને માનવ-ઇતિહાસના જેટલો જ મહત્ત્વનો છે. ભૂતકાળની કેટલીક બાબતો ઉપર પડી જતો પડદો ઊંચકવામાં અને ભૂતકાળની કેટલીક ભુલાયેલી હકીકતો તાજી કરવામાં કહેવતો મદદરૂપ બને છે કેમકે જનતાની સામાજિક અને ઐતિહાસિક અનુભૂતિઓનું કહેવતો સંક્ષિપ્ત રૂપ છે.

★

## પ્રકરણ ૨

## કહેવતોનું મહત્ત્વ જોતાં કહેવતોના અભ્યાસની આવશ્યકતા

"Proverbs embrace the wide sphere of human existence, they take all the colours of life, they are often exquisite strokes of genius, they delight by their airy sarcasm or their caustic satire, the luxuriance of their humours, the playfulness of their turn and even by the elegence of the imagery and the tendersness of their sentiments. They give a deep insight into domestic life and open for us the heart of man, in all the various states which he may occupy. A frequent review of proverbs should enter into our readings, and although they are no longer the ornaments of conversation, they have not ceased to be the treasure of thought."[૫]

—Disraeli

આપણે આગળ જોયું તેમ, કહેવતોનું ક્ષેત્ર અત્યંત વિશાળ છે. કહેવતોની મર્યાદામાં ન આવે એવી વ્યાપક, વ્યવહારજીવન સાથે સંબંધ ધરાવતી, ભાગ્યે જ કોઈ બાબત હશે. બહુમુખી માનવજીવનનાં વૈવિધ્યભર્યાં અનેક પાસાં માટે આપણને કહેવતો મળે છે. આ કહેવતોમાં

ાંક ગંભીર અનુભવમાંથી જન્મેલું ડહાપણ હોય છે, તો ક્યાંક જ્અરોજના જીવનમાં માર્ગદર્શક બનતું વ્યાવહારિક જ્ઞાન છલકાતું ય છે, ક્યાંક સુકુમાર ભાવોની સૌષ્ઠવભરી યોજના નજરે ચઢે છે, ક્યાંક કલ્પનાના સુકુમાર માધુર્યની છટા દેખાય છે, ક્યાંક માર્મિક ચવેધી વ્યંગ્યનાં બાણ સીધાં અંતરમાં પેસી જાય છે, તો ક્યાંક સ્યના છાંટા ઉડાડતી વિનોદમય વાણી રોમાંચિત કરે છે.

આમ તો કહેવતો લોકસાહિત્યનું એક મહત્ત્વનું અંગ છે અને કસાહિત્યનાં બીજાં અંગોની માફક કહેવતો પણ અતિ પ્રાચીન લિખિત સાહિત્યના જન્મ પહેલાં પણ કહેવતો જન્મી ચૂકી હતી. ારેલી પ્રજા અને લોકસાહિત્ય વચ્ચે અંતર પડી જાય છે, અને ાવતોની ઉત્પત્તિ સુવારાના આદિકાળમાં છે એમ કહી શકાય. મડાંનાં લોકો કહેવતોનો વધુ ઉપયોગ કરતા જોવામાં આવે છે, કેમ કે ાવતોનો સંબંધ કુદરતી જીવન સાથે છે. સભ્યતાની અસર હેઠળ વન સંકુલ બનતું ગયું અને કહેવતો અને દૈનિક જીવનનો સંબંધ ાતો ગયો. ધીમે ધીમે ઘણી કહેવતો કાળગ્રસ્ત થતી જાય છે. એમના ગ્રહો નહીં થતા રહે તો તે લુપ્ત થવાનો ભય છે.

કહેવતો ક્યાંક શાસ્ત્ર કે સાહિત્યમાં વાણીના અલંકારના રૂપમાં ાે છે તો ક્યાંક સંગ્રહના રૂપમાં પ્રાપ્ત થાય છે. ગ્રામજનતામાં ાલા અજ્ઞાત કવિઓ અજાણ્યે જ સહજ ભાવે અસંખ્ય પદ્યાત્મક ાવતો રચી ગયા છે. આ કહેવતો પેઢી દરપેઢી પોતાના મૂળ અવિકૃત ામાં અથવા તો પરિવર્તન પામેલા રૂપમાં જમાને જમાને લોકોને હિત્યરસ અને ચિત્તનો આહ્લાદ અર્પે છે. અજ્ઞાતનામી લોકકવિઓ થે ખ્યાતનામ પુણ્યશ્લોક કવિઓ પણ પાછળથી જોડાય છે. ભાષાના ામ કવિઓનાં પદ કે પદાંશોને એ ભાષા બોલતી જનતા એવી રીતે પનાવી લે છે કે જાણે આ પદ કે પદાંશો એના પોતાના જ અં- દગાર હોય! આથી, કહેવતોનું વિષયવાર વર્ગીકરણ અને

કરવાથી સમાજસંબંધી વૈવિધ્યભરી ઉદ્દબોધક માહિતી મળી શકે કેટલીક કહેવતોનો ઉદ્દભવ તો રાજદરબારમાં પણ થયો હોય છે, તો વળી કેટલીકનું પ્રાકટ્ય અંતઃપુરમાં કે રસોડામાં પણ થયું હોય છે વળી, ભારત જેવા દેશની સાંસ્કૃતિક એકતા નોંધપાત્ર છે. પ્રાંતિ ભાષાઓમાં બાહ્ય દૃષ્ટિએ વિભિન્નતા છે, પણ સાંસ્કૃતિક દૃષ્ટિએ સમાજ જીવનની સમાનતા છે તે જુદા જુદા પ્રાન્તોની કહેવતો સરખાવવાથી સમજાય છે.

આ બધું જ્યારે ધ્યાનમાં લઈએ ત્યારે સમજાય છે કે કહેવતોને ગંભીરપણે અભ્યાસ બે કારણસર થવો જોઈએ, અને થયો પણ છે એક કારણ તો એ કે લોકમાનસ ઉપર કહેવતોની અત્યંત સૂક્ષ્મ અને વ્યાપક અસર છે; અને બીજું કારણ એ કે જે પ્રજા માટે કહેવતે જન્મી અને લોકજીભે ચઢી તે પ્રજાની સામાજિક, રાજકીય, નૈતિ અને ધાર્મિક સ્થિતિઓની તે સાક્ષીભૂત બની રહે છે.

કહેવતોના અભ્યાસનો આરંભ તો કહેવતોના સંગ્રહોથી જ થયેલો જણાય છે. ઉત્તરોત્તર નવી નવી કહેવતોથી વધુ ને વધુ સમૃદ્ધ બનતા જતા આવા સંગ્રહોમાં પછીથી કહેવતોનું વિષયવાર નિરૂપણ થતું આપણને મળે છે. એ પછી કહેવતોનાં મૂળ અંગે વિચારણ આરંભાય છે, અને કેટલીક કહેવતોની સાથે તે કહેવતો પાછળ રહેલ કથાનકો પણ આપવાના પ્રયાસો થાય છે. વળી, જમાને જમાને ભાષામાં પરિવર્તનો થતાં રહે છે. એથી, અગાઉના કેટલાક શબ્દપ્રયોગે કે રૂઢિપ્રયોગો વપરાશમાંથી નીકળી જતાં, એવા શબ્દો ને રૂઢિપ્રયોગોવાળ કહેવતો સમજૂતી માંગી લે છે. આવી સમજૂતી કે સ્પષ્ટીકરણ પા કહેવતોના અભ્યાસમાં ભાવિ પેઢીઓને મદદરૂપ બને છે.

જે પ્રજામાં તે પ્રચલિત હોય તેનાં જીવનધોરણો અને સંસ્કારિતાન પારાશીશી હોઈ ને એક જ અર્થને સૂચવનારી ભિન્ન ભિન્ન ભાષાઓમાંન

હેવતો ભિન્ન ભિન્ન સ્વરૂપ લેતી જણાય છે. પરિણામે, જુદી જુદી ભાષાઓની કહેવતોનો તુલનાત્મક અભ્યાસ પણ રસિક ને બોધપ્રદ બને છે.

કહેવતોના વ્યાપક ભંડારમાંથી ખાસ ખાસ વિષયોની કહેવતો જુદી તારવી કાઢીને તેના સંગ્રહો કરવામાં આવ્યા છે. દા. ત., ઋતુઓ અને હવામાન સંબંધી કહેવતો, કૃષિવિષયક કહેવતો, રસોડું અને ખાદ્ય પદાર્થો અંગેની કહેવતો, વૈદક અને સ્વાસ્થ્ય અંગેની કહેવતો. અંગ્રેજો જેવી દરિયો ખેડનારી પ્રજામાં દરિયા સંબંધી કહેવતોનો પણ જુદો સંગ્રહ કરવામાં આવ્યો છે. સંસ્કૃતમાં અને લેટિનમાં કાયદાઓમાં "ન્યાયો" આવે છે, અને એવા ન્યાયોનો પણ ખાસ અભ્યાસ કરવામાં આવ્યો છે.

જુદી જુદી ભાષાના કહેવતવિષયક ગ્રંથો જોઈએ તો તેમાં કહેવતોના કેવળ સંગ્રહ ઉપરાંત કહેવતોનાં વર્ગીકરણ તથા કહેવતો અંગે વૈયક્તિક અને તાત્ત્વિક મીમાંસા થયેલા જણાય છે. એથી, અહીં, કહેવતના અભ્યાસમાં મહત્ત્વના ગણાતા ભિન્ન ભિન્ન ભાષાઓના કેટલાક ગ્રંથોની યાદી આપી છે. એ યાદી જોતા ઉપર નિર્દેશેલા મુદ્દાઓને સમર્થન મળે છે.

* * *

ભારતની ભાષાઓમાં સૌથી પ્રાચીન ભાષા સંસ્કૃત છે અને તેમાં લૌકિક ન્યાય કે ન્યાયનો સારા પ્રમાણમાં ઉપયોગ થયેલો આપણે જોઈ શકીએ છીએ. નિત્યના લોકાનુભવ ઉપરથી અમુક વ્યાપક વિધાનો કે જે જ્ઞાનની તારવણી જેવાં હોય અને દૃષ્ટાંત લેખે સમર્થનરૂપે ટાંકવામાં આવતાં હોય તે ન્યાય.[૬]

**લૌકિક ન્યાયસંગ્રહ** —લેખક : રઘુનાથ વર્મા.
સંપાદક : મહામહોપાધ્યાય ગંગાધર શાસ્ત્રી
કાશી, ઈ. સ. ૧૯૦૨.

આ ગ્રંથમાં ૪૦૪ ન્યાય આપેલા છે. કર્તા રઘુનાથ વર્મા ઉદાસીન સંપ્રદાયના વેદાન્તવાદી છે. એમણે અનેક લૌકિક અને શાસ્ત્રીય ન્યાયોને, તેમાંના ઘણા પરસ્પર અસંબદ્ધ હોવા છતાં, તેમને વેદાંત નિબંધમાં યોજીને પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષનું સમર્થન કરતા બતાવી બહુ કુશળતાપૂર્વક ગ્રંથની સંગતિ જાળવી છે.

**લૌકિક ન્યાયાંજલિ**—ભા. ૧, ૨, ૩. સંગ્રાહક : કર્નલ જી. એ. જેકબ.
ઈ. સ. ૧૯૦૦, ૧૯૦૨, ૧૯૦૪.

આ પુસ્તકના ત્રણે ભાગોની ત્રણ ત્રણ આવૃત્તિઓ થઈ છે.

'લૌકિક ન્યાયાંજલિ'ના ત્રણે ભાગમાં કુલ્લે ૪૮૩ જેટલા લૌકિક ન્યાયો સંગ્રાહકે આપ્યા છે. મૂળ ગ્રન્થોના ઉલ્લેખ સાથે તે તે ન્યાયોનું સુંદર સ્પષ્ટીકરણ અંગ્રેજીમાં આપવામાં આવ્યું છે. એ દૃષ્ટિએ લેખક જણાવે છે તે પ્રમાણે આ પુસ્તક "એકમેવાદ્વિતીયમ્" છે.

તાજેતરમાં બહાર પડેલા બે લોકોક્તિના સંગ્રહો પણ સંસ્કૃતમાં

## યુરોપની ભિન્ન ભિન્ન ભાષાઓમાં કહેવત વિષયક કેટલાં મહત્ત્વનાં પુસ્તકો

John Heywood – 'A Dialogue containing the number in effect of all the proverbs in the English tongue'–1546 (First collection of proverbs in English. It also contains weather-lore or husbandry.)

John Clarke – 'Paroemialogia' – 1639. (A collection gleaned out of a number of writers besides the author's own observations. Latin and English proverbs are paralleled under Latin Subject-headings.)

John Ray – 'English Proverbs' - 1670. (One of the best and useful compilations.)

James Kelly–'Complete Collection of Scottish Proverbs.' 1721.

Hazlitt – 'English Proverbs and Proverbial Lessons.' – 1869.

James Howell – 'Proverbs and old sayed saws and Adages.' London, 1659.

(This is a famous collection. The author has incorporated about 500 proverbial sayings, which he himself invented.)

R. C. Trench – 'Proverbs and their Lessons'; London and New York, 1905.

( The best general work in English with a valuable bibliography including a list of proverbial collections in various languages.)

| | |
|---|---|
| William George Smith and Janet E. Hazeltine | 'The Oxford Dictionary of English proverbs.' Oxford 1935. |

( This is an authentic collection of proverbs and proverbial sayings arranged alphabetically. Under every proverb is mentioned the previous collection or collections in which it occurs. In most cases, illustrative sentences are also given. The book contains an excellent introduction on 'Proverbs and Pot-hooks' In the second part of the introduction are mentioned a number of works on Proverb–collections and proverb-literature. )

Funk and Wagnall – ' Standard Dictionary of Folklore, Mythology and Legend.' 1950. Vol. II, pp. 902–905.

( The article contains in brief the essential elements of proverbs, and illustrates different

types of proverbs. Every point made out is aptly illustrated by several examples.)

Hastings – ' Encyclopaedia of Religion and Ethics,' Vol. 10 Edinburg, 1918. pp. 412–415. (A short comprehensive study of the Proverbs.)

Henry G. Bohn – 'A Handbook of Proverbs.' (English) London, 1860.

T. A. Stephens-'Proverb Literature' - Edited with additions in 1930 by W. Bonser.

* * *

Erasmus-'Adagiorum Chiliadestres,' Venice, 1508.

(A great treasure-house of classical proverbs from which all subsequent writers and collectors have borrowed.)

Torriano – ' Italian Proverbs and Proverbial phrases, translated into English', 1666.

(A large collection of proverbs to which a set of dialogues was attached.)

G. Strafforello – 'La Sapienza del Mondo,' 3 Vols. Turin, 1883.

(An elaborate collection of Proverbs from every quarter of the globe translated into Italian.)

G. Gerber - 'Die Sprache als Kunst,' Berlin, 1885.

(The author discusses the proverb as a literary form. ii, 397–442.)

J. Eiselein – ' Sprichworter des deutschen.' Volkes, Freilburg 1840.

(A fairly rich collection of German Proverbs.)

types of proverbs. Every point made out is aptly illustrated by several examples.)

Hastings – ' Encyclopaedia of Religion and Ethics,' Vol. 10 Edinburg, 1918. pp. 412–415. (A short comprehensive study of the Proverbs.)

Henry G. Bohn – ' A Handbook of Proverbs.' (English) London, 1860.

Henry G. Bohn – ' A polyglot of Foreign Proverbs comprising French, Italian, German, Dutch, Spanish, Portuguese and Danish with English Translations.' London, 1884.

James Allan Mair – 'A Handbook of Proverbs and family Mottoes.' London, 1891.

Witt Howe – ' Everybody's Book of Proverbs and Quotations.' London.

Santanna Alexio Fernandes–' Choice Proverbs –Portuguese, French and English.' Bombay, 1866.

Venkata Subba Rao – 'A Treasury of English Proverbs.' Madras, 1886.

Issac D'israeli– 'The Philosophy of Proverbs.' 1823.

Taylor – ' The Linguistic Peculiarities of Proverbs.'

William Scarborough – 'A Collection of Chinese Proverbs translated into English and arranged.' Shanghai,' 1875.

**Works written in English on the Proverbs in Oriental Languages by Westerners as well as Indian Scholars :-**

Rev. J. Hinton Knowles – 'Dictionary of Kashmiri Proverbs and Sayings.' Bombay 1885.

Rev. P. Percival – 'Tamil Proverbs with their English equivalents.' Madras, 1877.

Cap. M. W. Carr – 'A Collection of Telugu Proverbs together with some Sanskrit Proverbs.' Madras, 1868.

John Christian – 'Behar Proverbs.' London, 1891.

S. W. Fallen – 'A Dictionary of Hindustani Proverbs.' Edited by R. C. Temple. Benaras, 1886.

Capt. Thomas Herbert Lewin–' Hill proverbs of the Inhabitants of the Chittagong Hill Tracks.' Calcutta, 1873.

Thomas Robuck – 'A Collection of Proverbs and Proverbial Phrases in the Persian and Hindustani Languages.' Calcutta, 1824.

G. W. G. Freytag-'Arabum Proverbs,' Bonn. 1843.

(The author believes that most of the Arabic proverbs arose in connection with some notable event in the history of some tribe, or some striking personal experience.)

A. H. Smith-' Proverbs and common sayings from the Chinese,' Shanghai, 1902.

(The Chinese Proverbs are in the form of couplets. A favourite practice in schools for the teacher was to give a line and the student to furnish the second.)

H. Bois -' La Poesie Gnomique Chez les Hebreux et Chez les Grecs.' Toulouse, 1886.

R. F. Burton -' Wit and Wisdom from West Africa.' London, 1865.

Oesterley -'The Wisdom of Egypt and the Old Testament,' 1927.

Elmshine - ' Studies in Life from Jewish Proverbs.'

Par P. M. Quitard-' Dictionnarie des Proverbes de la Language Francaise.' *Paris, 1842.*

Karbhari Bhagu F. – 'Gujarati Proverbs with their English equivalents,' 1898.

Rev. J. Long – 'Eastern Proverbs and Emblams.' London, 1881.

**કહેવતવિષયક ગુજરાતી પુસ્તકો :**

આપણે ત્યાં કહેવતવિષયક જે પુસ્તકો મળી આવે છે તેમનો સમયાનુક્રમે અહીં વિચાર કર્યો છે.

**કથનસપ્તશતી.** સંગ્રાહક: દલપતરામ ડા. ત્રવાડી.

કવિ દલપતરામ ત્રવાડીએ ફોર્બસ સાહેબના કહેવાથી ઈ. સ. ૧૮૫૦ (સં. ૧૯૦૬)માં આ સંગ્રહ તૈયાર કર્યો હતો. આ સંગ્રહમાં કુલ્લે ૭૦૦ કહેવતો છે. કૃતિ જૂની છે અને શિલાછાપમાં છપાઈ છે.૭ આરંભમા લેખક જણાવે છે કે "પહેલા વિભાગમાં એક પદ અથવા વાત જેવી કહેવત છે. બીજા પ્રકરણમા બે બે પદ જોડેલાં છે. ત્રીજામાં ચાર ચાર પદ જોડેલાં એવી કહેવતો છે." ત્રણે પ્રકરણમાં આ વ્યવસ્થા યથાતથ જળવાઈ છે. કવિએ કહેવતોની અકારાદિક્રમમાં માત્ર યાદી જ આપી છે.

**કથનાવળી.** સંગ્રાહક: શ્રી. મગનલાલ વખતચંદ.

ઈ. સ. ૧૮૫૧માં આ કૃતિ મગનલાલ વખતચંદે લખી છે. આ પુસ્તિકાની પ્રસ્તાવનામાં લેખકે પોતાની કૃતિ વિષે થોડીક સમજણ આપી છે. કહેવત કેવી રીતે બને છે તે પણ સમજાવ્યું છે. એની ઉપયોગિતા વિષે લખતાં લેખક નોંધે છે કે..." શાથી જે બોલવામા કહેવતો લાવ્યાથી બોલવું મજબુતી પકડે છે તથા શોભી ઊઠે છે ને વાત બંધ બેસે છે." પ્રસ્તાવનામાં લેખકે "કથનસપ્તશતી" નો ઉલ્લેખ કર્યો છે. એ સંગ્રહમાં ઘણી કહેવતો રહી ગઈ હતી એટલે ગુજરાત વર્નાક્યુલર

K. R. Nanjiani – 'Select Persian Proverbs with their English, Gujarati and Hindustani Equivalents.' Bombay, 1886.

Rev. A. Manwaring – 'Marathi Proverbs.' 1899, Oxford University.

Mulay G. S – 'Mulay's Handbook of Marathi Phrases and Proverbs, Explained in English,' 1911.

Sadashiva Vishwanath – 'Select Proverbs of All Nations Translated into Marathi Couplets.' Bombay, 1858.

Hate Sadashiva Vishvanath – 'Marathi Familiar Equivalents.' Bombay, 1868.

Dr. Chavan V. P. – 'The Konkani Proverbs.'

S.S. Talmaki – 'Konkani Proverbs,' Parts I and II.

James Gray – 'Burmese Proverbs and Maxims.' London, 1886.

Dalal D. D. – 'Gujarati Provetbs with their English equivalents,' 1889.

(This book contains 417 Gujarati Proverbs with English meanings and English Proverbs containing similar meanings.)

Karbhari Bhagu F. – 'Gujarati Proverbs with their English equivalents,' 1898.

Rev. J. Long – 'Eastern Proverbs and Emblams.' London, 1881.

**કહેવતવિષયક ગુજરાતી પુસ્તકો :**

આપણે ત્યાં કહેવતવિષયક જે પુસ્તકો મળી આવે છે તેમનો સમયાનુક્રમે અહીં વિચાર કર્યો છે.

**કથનસપ્તશતી.** સંગ્રાહક : દલપતરામ ડા. ત્રવાડી.

કવિ દલપતરામ ત્રવાડીએ ફૉર્બસ સાહેબના કહેવાથી ઈ. સ. ૧૮૫૦ (સં. ૧૯૦૬)માં આ સંગ્રહ તૈયાર કર્યો હતો. આ સંગ્રહમાં કુલ્લે ૭૦૦ કહેવતો છે. કૃતિ જૂની છે અને શિલાછાપમાં છપાઈ છે.૭ આરંભમાં લેખક જણાવે છે કે " પહેલા વિભાગમાં એક પદ અથવા વાત જેવી કહેવત છે. બીજા પ્રકરણમા બે બે પદ જોડેલાં છે. ત્રીજામાં ચાર ચાર પદ જોડેલાં એવી કહેવતો છે." ત્રણે પ્રકરણમાં આ વ્યવસ્થા યથાતથ જળવાઈ છે. કવિએ કહેવતોની અકારાદિક્રમમાં માત્ર યાદી જ આપી છે.

**કથનાવળી.** સંગ્રાહક : શ્રી. મગનલાલ વખતચંદ.

ઈ. સ. ૧૮૫૧માં આ કૃતિ મગનલાલ વખતચંદે લખી છે. આ પુસ્તિકાની પ્રસ્તાવનામાં લેખકે પોતાની કૃતિ વિશે થોડીક સમજણ આપી છે. કહેવત કેવી રીતે બને છે તે પણ સમજાવ્યું છે. એની ઉપયોગિતા વિશે લખતાં લેખક નોંધે છે કે..." શાથી જે બોલવામા કહેવતો લાવ્યાથી બોલવું મજબુતી પકડે છે તથા શોભી ઊઠે છે ને વાત બંધ બેસે છે." પ્રસ્તાવનામાં લેખકે " કથનસપ્તશતી " નો ઉલ્લેખ કર્યો છે. એ સંગ્રહમાં ઘણી કહેવતો રહી ગઈ હતી એટલે ગુજરાત વર્નાક્યુલર

સોસાયટીના તે વખતના સેક્રેટરી ડૉ. જ્યાર્જ સીવર્ડ સાહેબના કહેવાથી આ ગ્રંથ જેમાં ૧૮૦૦થી વધારે કહેવતોનો સમાવેશ થાય છે તે લેખકે તૈયાર કર્યો છે. 'કથનસપ્તશતી'ની માફક લેખકે આ સંગ્રહ ત્રણ પ્રકરણમાં વહેંચી દીધો છે. ત્રણે પ્રકરણની વ્યવસ્થા 'કથનસપ્તશતી'ના જેવી જ છે પણ એ વ્યવસ્થા પૂર્ણપણે જળવાઈ નથી.

**દોહરા તથા કહેવતપોથી.** બનાવનાર : ડોસાભાઈ સોહરાબજી મુનશી.

સં. ૧૮૬૩માં ડેમી સાઈઝનાં ૮૬ પાનાનું બાર આનાની કિંમતનું આ પુસ્તક મુંબઈમાં "દફતર અસકારા" પ્રેસમાં છપાયું હતું એવી નોંધ સર એલેક્ઝાન્ડર ગ્રાન્ટે તૈયાર કરેલ "કેટેલોગ ઑફ નેટિવ પબ્લિકેશન્સ ઇન ધ બૉમ્બે પ્રેસિડન્સી અપ–ટુ ૩૧ ડિસેમ્બર ૧૮૬૪" (૧૮૬૭, બીજી આવૃત્તિ)માં નં. ૯૫૬ હેઠળ મળે છે. આ પુસ્તકનું ગુજરાતી નામ ડોસાભાઈના દીકરા બમનજીએ પોતાના પુસ્તક "એ ન્યુ સેલ્ફ–ઇન્સ્ટ્રકટીવ વર્ક એનટાઈટલ્ડ ઇડિયોમેટિક સેન્ટન્સીસ ઇન ઇંગ્લિશ, ગુજરાતી, હિન્દુસ્તાની ઍન્ડ પર્શિયન લેન્ગ્વેજીઝ" (૧૮૭૩, બીજી આવૃત્તિ)માં ડોસાભાઈનું આરંભમાં જે જીવનચિત્ર છે તેમાં પાંચમે પાને આપ્યું છે. આ પુસ્તક કયાંય જોવા મળ્યું નથી તેથી આ પ્રકારની નોંધથી સંતોષ માન્યો છે.

**કહેવતમુલ્ક ઇઆને ચાલુ વપરાતી કહેવતોની ઉતપંતી અને તવારીખનો મુખતેશર સારાઉંશ.** બનાવનાર : આ. પેસ્તનજી કાવશજી રબાડી.

ઈ. સ. ૧૮૬૫માં પારસી ગૃહસ્થ પેસ્તનજી કાવશજી રબાડીએ પારસી ગુજરાતી ભાષામાં આ પુસ્તક લખ્યું છે. લેખકે કથામૂલક ૪૩૩ કહેવતો કુલ્લે ૨૦૭ પાનામાં અહીં રજૂ કરી છે. પુસ્તકને વધારે રસિક બનાવવા માટે દરેક કથાની નીચે આપણા મધ્યકાલીન કવીશ્વરોની થોડીક કવિતાઓ, દોહરા ને છપ્પા મૂકયાં છે.

આપણા દેશમાં બોલાતી ગુજરાતી, હિંદી અને બીજી ભાષાઓમાં જે કહેવતો વાતચીત અને લખાણમાં વપરાય છે તેની પાછળ રહેલી કથાઓ આપીને આ પુસ્તક તૈયાર કર્યું છે. આ જાતનું આ પ્રથમ પુસ્તક છે.

**ગુજરાતી કહેવતો.** સંગ્રાહક : દામુભાઈ ડાહ્યાભાઈ મહેતા.

ઈ. સ. ૧૮૯૩માં લેખકે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે. આ ક્ષેત્રમાં થયેલા અન્ય પ્રયાસોની સરખામણીમાં શ્રી દામુભાઈનો પ્રયાસ ઘણો સંગીન છે. ગુજરાતી ભાષાનો આટલો મોટો સંગ્રહ આજ સુધીમાં આ પહેલો જ બહાર પડે છે. જો કે આ સંગ્રહમાં બધી જ ગુજરાતી ભાષાની કહેવતો આવી જાય છે એમ કહી શકાય નહીં.

ચારસો જેટલાં પાનાંમાં નવેક હજાર કરતાં વધારે કહેવતો સંગ્રહાઈ છે. લેખકે પ્રસ્તાવનામાં કહેવત અંગે થોડી માહિતી આપી છે. કહેવતો અકારાદિક્રમમાં ગોઠવેલી છે. એક જ કહેવતનાં એકથી વધારે રૂપ, લોકોમાં પ્રચલિત હોય તે પણ લેખકે નોંધ્યાં છે. દા. ત.,

(૧) આંગળી દેખાડીએ તો પહોંચાને વળગે.
આંગળી દેતાં પહોંચાને ખાય.

(૨) કરમ વિનાની ખેતી કરે, મરે નહીં તો સુકવાણું પડે.
કરમ વિનાનો ખેતી કરે, બળદ વિના સુકવાણું પડે.

✓ (૩) ઘરડી ગાય ને કોટે ડહેરો.
ઘરડી ગાય ને ડોકે ડણું, ચાલે થોડું ને વાગે ઘણું.

✓ (૪) ચાકરી કરે તે જ ભાખરી પામે.
ચાકરી તેવી ભાખરી.

(૫) ચાર મળે ચોટલા, ત્યાં ભાંગે ઓટલા.
ચાર મળે જ્યાં ચોટલા, ત્યાં વાળે ઊંધા ઓટલા.

શરૂઆતમાં આ પ્રમાણે વિષયવાર વર્ગીકરણ કરીને લેખકે થોડી પ્રચલિત કહેવતોની કક્કાવાર યાદી આપી છે.

અંતમાં જુદા જુદા વિષયો પરના લોકજીભે ચડેલા દોહરા ને ચોપાઈઓ રજૂ કર્યાં છે.

**ખાદ્ય ખોરાક અને રસોડા વિષે કહેવતસંગ્રહ.** સંગ્રાહકો : કૃષ્ણાજી ગંગાધર ગોગટે, જગજીવનદાસ દયાળજી મોદી.

વડોદરાના શ્રીમંત સરકાર મહારાજા સાહેબની આજ્ઞાથી શ્રી કૃષ્ણાજી ગોગટે અને જગજીવનદાસ દયાળજી મોદીએ આ કૃતિ ઈ. સ. ૧૯૩૪માં તૈયાર કરીને બહાર પાડી.

ટૂંકી પ્રસ્તાવનામાં કહેવતનાં કેટલાંક લક્ષણો દર્શાવીને સંગ્રાહકોએ કૃતિનો ટૂંકમાં પરિચય આપ્યો છે.

આ કૃતિમાં પરિશિષ્ટ "અ"માં રસોડું અને રસોઈ ને ખોરાક સંબંધી થોડીક મરાઠી કહેવતો આપી છે, અને પરિશિષ્ટ "બ"માં કહેવતો લખી મોકલનાર ગૃહસ્થોની યાદી એમનાં નામ અને સરનામા સાથે આપી છે.

કહેવતોને પંદર વિભાગમાં વર્ગીકૃત કરીને રજૂ કરી છે, જરૂર જણાઈ છે ત્યાં સ્પષ્ટીકરણ પણ આપ્યું છે. એક વિભાગની કહેવતો બીજા વિભાગમાં પણ લેવામાં આવી છે. દા. ત.,

શાકભાજીના વિભાગમાં મૂકેલી નીચેની કહેવત દૂધ દહીંના વિભાગમાં પણ મૂકી છે.

દહીં ડાંડા ને ચીભડાં, વનોવનના શાક,
તાવ સંદેશો મોકલે આજ આવું કે કાલ?

**કહેવત કથાનકો.** લેખક : સ્વામીશ્રી પ્રણવતીર્થજી.

શ્રી "સયાજી સાહિત્યમાળા"ના ૩૨૬મા પુષ્પ રૂપે આ પુસ્તક પ્રાચ્ય વિદ્યા મંદિર વડોદરા તરફથી ઈ. સ. ૧૯૫૮માં બહાર પડ્યું છે. આ કૃતિના પ્રકાશક છે ડૉ. ભોગીલાલ સાંડેસરા.

કૃતિની પ્રસ્તાવનામાં આ કૃતિ શા માટે રચી છે તે સ્વામી પ્રણવતીર્થે જણાવ્યું છે. કહેવતમૂલક કથાઓ લેખકે ભેગી કરીને એ કથાઓમાં રહેલાં કહેવતનાં મૂળ તારવીને મૂક્યાં છે.

કુલ્લે ૨૧૩ કહેવતોની પાછળ રહેલી કથાઓ લેખકે અહીં રજૂ કરી છે. કથાનકો લેખકે કક્કાવારીમાં ગોઠવ્યાં છે.

આ કહેવતોમાં કેટલીક હિંદી પણ છે. "આજ સેવીયાં ખાઈ" "ઈશ્ક લગા મેંઢકીસે તો પદ્મિની ક્યા ચીઝ હૈ?" "ગાઈઓ વહાં તક ગાઈઓ, ફિર ઝાપા ટેકે જાઈઓ."

આ કહેવતકથાનકોમાંનાં ઘણાંખરાં લોકમાં પ્રચલિત છે.

**જનકલ્યાણનો કહેવત કથા અંક**— વર્ષ ૧૨. અં. ૧ ફેબ્રુઆરી, ૧૯૬૨. – સંસ્થાપક : શ્રી પુનિત મહારાજ.

આ અંકમાં કહેવત અંગેના લેખો તેમજ કથામૂલક કહેવતોની કથાઓ આપી છે. કહેવત કથામૂલક હોય કે ન હોય, એના પર વાર્તા લખીને આ સંગ્રહ તૈયાર થયો હોવ એમ લાગે છે. દા. ત., "એક હાથે તાળી ન પડે," "પારકે ભાણે મોટો લાડવો," "બકરું કાઢતાં ઊંટ પેઠું", વગેરે કહેવતો ઉપરની કથાઓ.

કહેવત અંગેના લેખોમાં કહેવતનાં સ્વરૂપની, તેનાં લક્ષણોની તથા પ્રકારની ચર્ચા થઈ છે. આ અંકમાં મોટા ભાગની કહે- ...
જ્ઞાતિઓને લગની છે.

કેટલીક કહેવતો અંગેની કથાઓ નવી ઉપજાવી કાઢેલી જણાય છે. આધુનિક લોકરુચિને લક્ષમાં લઈને આ અંક તૈયાર થયો છે.

*　　*　　*

કહેવત અંગે બહાર પડેલા સંગ્રહોની જે યાદી ઉપર આપી છે તે સંપૂર્ણ નથી, કારણ કે અર્વાચીન ગુજરાતી કહેવતોનો અભ્યાસ એ અહીં સીધો વિષય નથી. આ દિશામાં કેટલું ને કેવું કામ થયું છે એ બતાવવાના હેતુથી જ કહેવત અંગેનાં કેટલાંક પુસ્તકોની નામાવલિ આપી છે અને તે તે પુસ્તકનો ટૂંકમાં પરિચય આપ્યો છે.

આ પુસ્તકો જોતાં એક વાત સ્પષ્ટપણે દેખાશે કે ગુજરાતી ભાષામાં કહેવત અંગે વ્યવસ્થિત અને ઊંડો અભ્યાસ થયો છે. કેટલાક સંગ્રહોમાં માત્ર કહેવતોની કક્કાવારી યાદી છે તો કેટલાંક પુસ્તકોમાં કહેવતનાં સ્વરૂપની તથા એનાં લક્ષણોની વિગતવાર ચર્ચા કરી છે. ગુજરાતી ભાષામાં આ દિશામાં સંગીન કાર્ય થયું છે એ સ્પષ્ટ છે.

### કહેવતવિષયક મરાઠી અને અન્ય ભાષાના ગ્રંથો :

**सर्व देशांतील निवडक म्हणी.** સંગ્રાહક : સદાશિવ વિશ્વનાથ હાટે. (ઈ. સ. ૧૮૫૮માં બહાર પડેલ આ પુસ્તકમાં ભિન્ન ભિન્ન દેશોની કહેવતો એકઠી કરેલી છે. આખીયે કૃતિ છંદોબદ્ધ છે.)

**मराठी भाषेतील म्हणी–रत्नमाला.** સંગ્રાહક : રંગો રામચંદ્ર ગોળંકર. (ઈ. સ. ૧૮૮૭માં આ કૃતિની પહેલી આવૃત્તિ બહાર પડી હતી. કહેવતોની કક્કાવારી યાદી સંગ્રાહકે આપી છે.)

**मराठी म्हणींचा कोश.** લેખક : ગણેશ નારાયણ દેશપાંડે અને તારળેકર. ઈ. સ. ૧૯૦૦.

**मराठी भाषेचे वाक्प्रचार म्हणी इत्यादि.** વિદ્યાધર વામન ભીડે. ઈ. સ. ૧૯૧૦.

પ્રસ્તાવનામાં લેખકે આ પુસ્તક રચવાનો ઉદ્દેશ જણાવ્યો છે. 'ભાષાનું કલેવર માત્ર વ્યાકરણથી નથી ઘડાતું. એની વિશિષ્ટતા પણ વ્યાકરણથી વ્યક્ત થતી નથી. રૂઢપ્રયોગો, કહેવતો, વગેરે ભાષાના ઘડતરમાં, વિકાસમાં સાધનભૂત છે. એની પ્રતીતિ લેખકને થઈ છે અને તેથી તેણે આ ૪૨૪ પાનાનું પુસ્તક લખ્યું છે.

**मराठी भाषेचें संप्रदाय व म्हणी.** વાસુદેવ ગોવિંદ આપટે.

કુલ્લે ૨૨૨ પાનાંની આ પુસ્તકની પહેલી આવૃત્તિ ઈ. સ. ૧૯૧૦ માં બહાર પડી છે. આ પુસ્તકમાં કહેવત ઉપર એક પ્રકરણ લખેલું છે. સગપણ સંબંધી, શરીરના અવયવો સંબંધી, પશુપક્ષી સંબંધી, વિરોધ અને અસંબદ્ધતા દર્શાવતી, ધર્મ અને નીતિનિયમો દર્શાવતી તેમજ પ્રકીર્ણ એમ લેખકે કહેવતોનું વર્ગીકરણ કરેલું છે.

**मराठी भाषेचे वाक्प्रचार म्हणी वगेरे.** વિદ્યાધર વામન ભીડે.

ઈ. સ. ૧૯૨૭ માં આ પુસ્તકની ત્રીજી આવૃત્તિ શંકર નરહર જોષીએ બહાર પાડી છે. આ પુસ્તક શાળાખાતાએ મંજૂર કરેલું છે. ઈ. સ. ૧૯૧૦ માં આ જ લેખકના આ જ નામના લખેલા પુસ્તકની આ સુધારેલી વર્ધિત આવૃત્તિ છે. આ કૃતિમાં કુલ્લે ૪૯૪ પાનાં છે.

**मराठी म्हणी रत्नकोश.** લેખક નરસિંહ ફડણીસ.

'મરાઠી મ્હણી રત્નકોશ' નામના જુલાઈ ૧૯૩૪ થી ડિસેમ્બર ૧૯૩૪ના માસિકમાં બહાર પડેલી કહેવતોની કક્કાવાર યાદી.

**महाराष्ट्र वाक्संप्रदाय कोष. भा. १-२**
સંપાદક : યશવંત રામકૃષ્ણ દાતે, ચિંતામણિ ગણેશ કર્વે.

ઈ. સ. ૧૯૪૨ માં મહારાષ્ટ્ર કોશ મંડળ, પૂના તરફથી બે ભાગમાં આ કોશ બહાર પાડવામાં આવ્યો છે. આ કોશમાં મરાઠી

કહેવતો અર્થ સહિત આપી છે. સાથે વાક્પ્રચાર–રૂઢિપ્રયોગો–પણ અર્થ સાથે આપેલા છે.

આ કૃતિના બીજા ભાગમાં કહેવતના સ્વરૂપને સમજાવતી, કહેવતનાં ઉત્પત્તિ અને વિકાસનો ખ્યાલ આપતી, અન્ય ભાષાઓમાંની કહેવતોની તુલનાત્મક ચર્ચા કરતી, વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના સંપાદકે લખી છે. આ પ્રસ્તાવના કહેવતના અભ્યાસમાં બહુ મૂલ્યવાન થઈ પડે તેવી છે.

કહેવતવિષયક મરાઠી પુસ્તકોમાં આ સર્વોત્તમ છે.

**म्हणी अनुभवाच्या खाणी.** નીલકંઠ શંકર નરવરે, યશવંત નરસિંહ કેળકર.

ઈ. સ. ૧૯૬૦ માં રચાયેલી ૧૨૮ પાનાંની આ કૃતિમાં કથામૂલક કહેવતો કથા સહિત આપી છે.

**राजस्थानी कहावतें एक अध्ययन.** લેખક : કનૈયાલાલ સહલ. પ્રકાશક : ભારતી સાહિત્ય મંદિર, દિલ્હી. ઈ. સ. ૧૯૫૮: પહેલી આવૃત્તિ.

ડૉક્ટરેટને માટે લખાયેલ આ મહાનિબંધ રાજસ્થાની કહેવતોની બહુમુખી મીમાંસા કરે છે. આરંભમાં કહેવતોનું મહત્ત્વ, વ્યુત્પત્તિ, પર્યાય શબ્દો, વ્યાખ્યા, મુહાવરા, લૌકિક ન્યાય અને પ્રાસોક્તિ, વગેરેની છણાવટ લેખકે ખૂબ જ ઝીણવટપૂર્વક કરી છે. કોઈ પણ ચોક્કસ ભાષાની કહેવતો ઉપર આ પ્રકારનું સૈદ્ધાન્તિક અને શાસ્ત્રીય અધ્યયન આપણે ત્યાં ભાગ્યે જ થયું છે.

રામાયણ, મહાભારત, જાતક તથા કથાસરિત્સાગર, આદિ ગ્રન્થોમાં જેનો મૂળ આધાર મળે છે, તેવી કહેવતો આ પુસ્તકમાં ઠેર ઠેર ટાંકવામાં આવી છે. આ કહેવતો રાજસ્થાની કહેવત અંગેની સાહિત્ય પરંપરા પર સારો પ્રકાશ ફેંકે છે.

રાજસ્થાની કહેવતોનું રૂપાત્મક અધ્યયન પણ આ ગ્રંથનો મહત્ત્વપૂર્ણ અંશ છે. આ ઉપરાંત કહેવત અને લૌકિક ન્યાયના સામ્ય-વૈષમ્યનું સૈદ્ધાન્તિક વિવેચન પણ આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે.

વળી, વિષયાનુસાર કહેવતોના વર્ગીકરણને વૈજ્ઞાનિક અને મૌલિક રૂપ આપવાનો આ પુસ્તકમાં પ્રયત્ન કરવામાં આવ્યો છે. કહેવતોના વર્ગીકરણના સિદ્ધાંતો નિરૂપી, કહેવતોમાંનાં વિવિધ સ્વરૂપો, છંદનાં વિવિધ રૂપો, કહેવતોમાં આવતા અલંકારો તથા સંવાદો, વ્યક્તિઓના ઉલ્લેખો, સંખ્યા, વગેરેને ધ્યાનમાં લઈ ઘણી વિગતો અપાઈ છે.

વિષયવાર વર્ગીકરણ કરતાં લેખકે પ્રાચીન, મધ્યકાલીન અને અર્વાચીન રાજસ્થાની સાહિત્યમાંથી મહત્ત્વની સામગ્રી સંકલિત કરી જણાય છે.

કોઈ પણ એક ભાષાની કહેવતો ઉપર સંશોધન કરીને એનાં જુદાં જુદાં પાસાંનો શાસ્ત્રીય રીતે અભ્યાસ કરવાનો આ પ્રકારનો આ પ્રયાસ આ ક્ષેત્રે ભારતમાં કદાચ સૌથી પહેલો છે.

**बुन्देली कहावत कोश**—સંપાદક : શ્રી કૃષ્ણાનંદ ગુપ્ત. શક સંવત ૧૮૮૨

૩૫૦ પાનાંના આ પુસ્તકમાં ૩૦૦૦થી વધુ કહેવતો કક્કાવારી આપી છે, એ કહેવતોના અર્થ તથા હિંદી રૂપ પણ આપ્યાં છે. કહેવતગત અંતર્કથાં, અપ્રચલિત કે કઠિન શબ્દો પર ટિપ્પણ પણ એમા છે.

આ ઉપરાંત, વિભિન્ન પ્રાંતોમાં પ્રચલિત કેટલીક કહેવતોની સમાનતા દર્શાવી છે.

**राजस्थानी कहावतां**—ભાગ ૧-૨. સંપાદક : પ્રો. નરોત્તમદાસ સ્વામી અને પં. મુરલીધર વ્યાસ. પ્રકાશન : રાજસ્થાની સાહિત્ય પરિષદ, કલકત્તા. પ્રથમ આવૃત્તિ ઈ. સ. ૧૯૪૯

આ પુસ્તકમાં અઢી હજાર રાજસ્થાની કહેવતો સંગ્રહાઈ છે. દરેકનું હિંદીમાં સ્પષ્ટીકરણ આપવા ઉપરાંત કેટલેક સ્થળે કથાનકો પણ આપ્યાં છે, તો કેટલેક સ્થળે સમાનાર્થ સંસ્કૃત, અંગ્રેજી કહેવતો પણ નોંધવામા આવી છે. આરંભમાં ડૉ. સુનીતિકુમાર ચેટરજી લિખિત ભૂમિકા પણ નોંધપાત્ર છે.

**बंगला प्रवाद** – ડૉ. સુશીલકુમાર ડે. કલકત્તા. ૧૯૪૫

બંગાળી કહેવતોનો આ સંગ્રહ લગભગ ૭૦૦૦ કહેવતો આપે છે. આરંભમાં મનનીય સુંદર ભૂમિકા છે. અને અન્યત્ર ટિપ્પણીઓ પણ સારા પ્રમાણમાં છે; એથી, આ વિષયનાં બંગાળી પુસ્તકોમાં આનું મુખ્ય સ્થાન છે.

*　　*　　*　　*

**નોંધ :** ઉપર નોંધેલ કહેવતવિષયક ગુજરાતી પુસ્તકો ઉપરાંત વડોદરાના શ્રી રમણીકભાઈ શ્રીપતરાય દેસાઈ પોતે તૈયાર કરેલી યાદીમાં નીચેનાં પુસ્તકોનો ઉલ્લેખ કરે છે :–

**આપણી કહેવતો** – શંકરભાઈ મો. પટેલ. પ્રકાશક : ભારતીય સાહિત્ય સંઘ લિમિટેડ, અમદાવાદ

**કહેવતો** – શાંતિલાલ ઠાકર. પ્રકાશક : સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, અમદાવાદ. ૧૯૪૯

**કચ્છી કહેવતો** – દુલેરાય એલ. કારાણી. ૧૯૩૦

**કહેવત સમુદય** – બેરામજી ખરસેદજી દોરડી. ૧૯૦૮. મુંબઈ

**કહેવતમાળા** – ન. ઉ. ધોળકિયા. વડોદરા

**કહેવતો** – નરોત્તમ દેસાઈ

**કહેવતો** – પહેલા દસ્તુરજી મહેરજી રાણા

**ગુજરાતી કહેવતોની ચોપડી** – મંછારામ અને ફીકાભાઈ

**નાણાંવિષયક ગુજરાતી કહેવતો અને રાજકોપ સંબંધી સંસ્કૃત સૂક્તિઓ** – જેઠાભાઈ નારણભાઈ પટેલ અને મંજુલાલ ર. મજમુદાર. વડોદરા. ૧૯૩૩

**Gujarati Proverbs with English equivalents.** -Desai



## પ્રકરણ ૩

## 'કહેવત'ના પર્યાય, વ્યાખ્યાઓ તથા લક્ષણો

કહેવત માટે જુદી જુદી ભાષાઓમાં જુદા જુદા શબ્દો મળે છે. બધા શબ્દો જોતાં એક વાત સ્પષ્ટ થશે કે શબ્દો જુદા છતાં મૂળ અર્થ સમાન છે.

| | |
|---|---|
| સંસ્કૃત | લોકોક્તિ, આભાણક. |
| હિંદી | કહાવત, લોકોક્તિ, પખાના. |
| મરાઠી | મ્હણ. |
| બંગાલી | પ્રવાદ. |
| મધ્યકાલીન ગુજરાતી | ઉખાણું, ઉખાણો. |
| ગુજરાતી | કહેવત, કહેણી, કહેની, લોકોક્તિ. |
| રાજસ્થાની | ઓખાણા. |
| અંગ્રેજી | Proverb, Saying, Sententiae. |

આ બધા શબ્દોની વ્યુત્પત્તિ તપાસી જોતાં એક હકીક્ત સ્પષ્ટપણે દેખાઈ આવે છે કે આ બધા શબ્દોના મૂળમાં કહેવાનો અર્થ રહેલો છે.

'લોકોક્તિ' શબ્દની વ્યુત્પત્તિ જોઈએ તો લોક + ઉક્તિ, જેમાં 'ઉક્તિ' 'વચ્' ધાતુ પરથી થયેલું નામ છે. 'વચ્' એટલે બોલવું, કહેવું. 'ઉક્તિ' એટલે કથન.

આભાણુક–આ શબ્દના મૂળમાં 'भण्' ધાતુ છે. 'भण्' એટલે કહેવું.

કહાવત–આ શબ્દના મૂળમાં "कथ्" ધાતુ રહ્યો છે.૯

મરાઠીનો "म्हण" શબ્દ સીધો "भण्" ધાતુ ઉપરથી ઊતરી આવ્યો છે. ને ઉપર દર્શાવ્યું તેમ "भण्" એટલે કહેવું.

મધ્યકાલીન ગુજરાતીનો "ઉખાણું" અને રાજસ્થાની "ઓખાણા" એ શબ્દોની તથા હિંદી "પખાના"ની વ્યુત્પત્તિ જોઈએ તો એ બધા "उपाख्यान"માંથી વ્યુત્પન્ન થયા છે. ઉપાખ્યાન એટલે દૃષ્ટાંત. એમાં મૂળ ધાતુ છે "आ + ख्या" કહેવું. उपाख्यानकम् > उक्खाणयम् > उक्खाणन > ओक्खाण. "ઉખ્ખાણઉ" ઉપરથી "ઉખાણું" ને "ઓખ્ખાણુ" ઉપરથી "ઓખાણા" શબ્દ આવ્યા છે.

બંગાળી "प्रवाद" શબ્દમાં પણ "वद्" ધાતુ રહેલો છે. "वद्" એટલે બોલવું કે કહેવું.

અંગ્રેજીમાં 'saying' એટલે પણ કથન. એમાં મૂળ ધાતુ છે 'to say' બોલવું કે કહેવું.

અર્વાચીન ગુજરાતીમાં કહેવત માટે ત્રણ શબ્દો વપરાય છે. કહેવત, કહેતી અને કહેણી. અહીં પણ ત્રણ શબ્દોમાં મૂળ ધાતુ છે. કહે એટલે કહેવું, જે "कथ्" ધાતુ પરથી આવ્યો છે.

કહેવત, કહેણી ને કહેતીના "સાર્થ જોડણીકોશ"માં નીચે પ્રમાણે અર્થ આપ્યા છે.

કહેવત – લોકોક્તિ, દૃષ્ટાંત, ઉખાણો, લોકાપવાદ, કહેવરામણ.

કહેતી – કહેવત, કહાણી, લોકાપવાદ.

કહેણી – કહેવત, કહેવું તે, કહેવાની રીત, કહાણી, લોકાપવાદ, દોષ.

આ ત્રણે શબ્દોના "ભગવદ્ગોમંડળ"માં આપેલા વધારાના કેટલાક અર્થ નીચે પ્રમાણે છે.

કહેવત – ઉક્તિ, કહેતી, કહાણી, ઉદાહરણ, કોયડો, સમસ્ય
બદનામી, કલંક, આળ, કહેવરામણ.

કહેણી – (સં. કથના, પ્રા. કહણા)–કહેતી, ઉબારત, વાણી
કહેવુ તે, વચન, બોલ, વાર્તા, કથા.

કહેતી–કિંવદંતી, લોકવાયકા, અફવા, દોષ, વાર્તા, કથા.

આ સર્વે શબ્દોના મૂળમાં "કહે" ધાતુ છે ને એ ધાતુ ઉપરથી અનુક્રમે કહેવત, કહેતી ને કહેણી થયા.

"કહેવું" એ ક્રિયાપદ છે. એમાંથી "વું" કાઢી નાખતાં જે અંગ રહે તેને નામવાચક પ્રત્યય "ત"ને "ણ" લગાડતાં કહેત, કહેણ થાય. એ શબ્દોને નારીવાચક "ઈ" પ્રત્યય લાગતાં "કહેતી" ને "કહેણી" શબ્દ આવ્યા. આ શબ્દોના જેવાં ગુજરાતીમાં ક્રિયાપદ પરથી બનેલાં નામ આપણને અનેક મળી આવશે. દા. ત. "ભરવું" પરથી "ભરતી", "છેડવું" ઉપરથી "છેડતી" "ચડવું" ઉપરથી "ચડતી", "પડવું" ઉપરથી "પડતી" "વરવું" ઉપરથી "વરણી", "કરવું" ઉપરથી "કરણી" "વાવવું" ઉપરથી "વાવણી", "લણવું" ઉપરથી "લણણી" "રહેવું" ઉપરથી "રહેણી", વગેરે.

"કહેવું" ક્રિયાપદના આજ્ઞાર્થ બીજો પુરુષ એકવચનના રૂપ અંગ તરીકે લઈને એને પણ નામવાચક પ્રત્યય "ત", "ણ" લગાડતાં ઉપરના શબ્દો આવે. અલબત્ત, નારીવાચક "ઈ" પ્રત્ય અહીં પણ લગાડવો રહ્યો.

"કહેવત" શબ્દને એ રીતે વ્યુત્પન્ન કરવા જતાં "કહેત શબ્દ થાય, પણ અહીં "કહેવત"માં "વ" જળવાઈ રહ્યો છે, ક

નોંધપાત્ર છે. "કહેવું" ઉપરથી "કહેવત." આના જેવા બીજા શબ્દો પણ ગુજરાતીમાં મળી આવે છે. પણ એમાં ક્રિયાપદમાંથી "વું" કાઢી નાખ્યા પછી જે અંગ રહે તેના પરથી જ નામ બને છે. દા. ત., "આવડવું" ઉપરથી "આવડત", 'રમવું" ઉપરથી "રમત", "ગમવું" ઉપરથી "ગમત", "લડવું" ઉપરથી "લડત", "બચવું" ઉપરથી "બચત" પણ આ બધાયે શબ્દોમાં કહેવતની માફક "વ" જળવાઈ રહ્યો નથી.

ઉપર જોએલા જુદી જુદી ભાષાના શબ્દો પરથી એટલું તારવી શકાય કે ઘણીખરી ભાષાઓમાં "કહેવત" માટે વપરાતા શબ્દોમાં "कथ्", "ख्या", "भण", "वद्" વગેરેની જેમ "કહેવું" અર્થનો ધાતુ સમાયેલો છે.

આ ઉપરાંત "કહેવત"માં લોકપરંપરાનો અર્થ પણ સમાયેલો જોઈ શકાય છે. દા.ત., લોકોક્તિ૯–લોકોની ઉક્તિ, લોક+ઉક્તિ, લોકોમાં પ્રચલિત ઉક્તિ, લોક પરંપરાથી સચવાઈ રહેલી ઉક્તિ.

"ઉખાણું"માં મૂળ શબ્દ ઉપાખ્યાન છે. એમાં આખ્યાન એટલે પરંપરાથી કહેવાતું આવેલું. એમાં દ્રષ્ટાંતનો અંશ પણ રહેલો છે.

આમ, કહેવત શબ્દને વ્યુત્પત્તિની દ્રષ્ટિએ તપાસીને અર્થ નક્કી કરીએ તો એમ કહી શકાય કે કોઈ દ્રષ્ટાંતરૂપે, વૃત્તાન્તરૂપે, દાખલારૂપે, બીજાથી જુદું પડી આવે એ રીતે કહેલું, તે કહેવત. સ્વયંપર્યાપ્ત એકમ બને તે રીતે કહેલું, લોકોમાં પ્રચલિત બન્યું હોય, લોકપરંપરાથી જળવાઈ રહ્યું હોય, તે કહેવત.

કહેવતનો યૌગિક કે ધાત્વર્થ એના લાક્ષણિક અર્થને ચીંધે છે. એટલે નામ મોટે ભાગે symbol કે label હોવા છતાં અહીં કહેવત એ પ્રકારનું નામ નથી. એ યદચ્છા–શબ્દ નથી. એના અર્થ-પિંડને વ્યક્ત કરતું જતું અનુરૂપ નામ છે.

9. " Remnants which on account of their shortness and correctness, have been saved out of the wreck and ruin of ancient philosophy. " -Aristotle

10. " Short sentences into which as in rules the ancients have compressed life ". -Agricola

11. " Well known and well used dicta, framed in a somewhat out of the way form of fashion. " -Erasmus

12. " Edge tools of speech which cut and penetrate the knots of business and affairs ". -Bacon

13. " Proverbs are the genius, wit and spirit of a nation. " -Bacon

14. " These fragments of wisdom, the proverbs in the earliest ages, serve as the unwritten laws of morality." -Disraeli

15. " Short sentence drawn from long experience. " -Cervantes

16. " Short sentences frequnetly repeated by the people. " -Dr. Johnson

✓ 17. "A saying without an author." -Archbishop Trench

18. "The wit of one man and wisdom of many." -Earl Russell

19. Jewels five words long
That on the stretched forefinger of
all Time Sparkle for ever."-Tennyson

20. "Intense expression of condensed idea." -Tupper

21. "Proverbs are the daughters of daily experience." -Dutch.

22. "Proverbs are the children of experience." -English

√ 23. "Proverbs are so called because they are proved." -Italian

Proverbs are based on induction per simple innumeration. "

-Rajasthani Kahavaten. K. Shahal. pp. 16-17

26. "The sayings are short, sententious-usually moral in purpose and of a severely practical nature. Proverbial utterances, such as these transmitted by oral tradition long before they were put on paper, were concrete fragments of wisdom, the result of observation. "

-Introduction to Oxford Dictionary of English Proverbs. p. 8.

27. " A proverbs is a terse didactic statement that is current in tradition (or as an epigram says) the wisdom of many and the wit of one."

-Standard Dictionary of Folklore, Mythology, and Legend, vol. II.

*  *  *

વત અંગેની કેટલીક ગુજરાતી વ્યાખ્યાઓ :-

૨૮. "વિદ્વાન, ભલા માણસો, અનુભવી માણસો, જે વચન અગર સિદ્ધાંત કહી ગયા છે તે કહેવત."

-દામુભાઈ મહેતા

૨૯. "કહેવત એ સુખદુઃખના સારા નરસા અનુભવ ઉપરથી કાઢેલા સામાન્ય સિદ્ધાંત છે." – દામુભાઈ મહેતા

૩૦. "કર્તા વિનાનું વચન તે કહેવત." – દામુભાઈ મહેતા

૩૧. "કહેવત એટલે ડહાપણવાળા મનુષ્યોનાં વચનખાણ." (હર્બર્ટ) – આશારામ શાહ

૩૨. "કહેવતો એ માણસાઈ ડહાપણનો નમૂનો છે." – આશારામ શાહ

૩૩. "પરમ્પરાથી લોકમાં કહેવાતું આવેલું બોધરૂપ, દૃષ્ટાંતરૂપ વાક્ય (વચન)". – નર્મકોશ

૩૪. કહેવત એ "પ્રજાની સાંસ્કૃતિક, સામાજિક, નૈતિક અને લૌકિક એવી અનેક પ્રકારની વિવિધ પ્રવૃત્તિની પારાશીશી." – ધૂમકેતુ

૩૫. "કહેવત એટલે જે કહેવાય છે તે, એટલે કે જે વિચાર પ્રજામાં સર્વમાન્ય સ્વીકારાય અને તેથી જે લોકજીભે સહેજે કહેવાતો થાય તે." – મુકુન્દ પારાશર્ય

કહેવત અંગેની મરાઠી વ્યાખ્યા :-

૩૬. "जी गोष्ट लोकांच्या वारंवार म्हणण्यांत म्हणजे बोलण्यांत येते तिलाच म्हण असें म्हणतात...लोकांची उक्ति ती लोकोक्ति ह त्या शब्दाचें स्पष्टीकरण व त्याची उत्कृष्ट व्याख्या होय." – य. स. दाते

ઉપર ક્રમવાર જણાવેલી કહેવતોની વ્યાખ્યાઓમાંથી પ્રત્યેક વ્યાખ્યા ઉપરથી તારવેલાં લક્ષણો :-

૧. વ્યાપકતા : લોકસામાન્ય – જનતા.

૨. લોકોની વાણી : લોકો જ નિર્માણ કરે છે. – લોકોમાં જ લોકો દ્વારા પ્રચાર.

૩. જુદા જુદા યુગોનો અનુભવ ને નિરીક્ષણનો સંચય : એક જ કથનમાં તારવેલો.

૪. માનવ-અનુભવ – રોકડ નાણું.

૫. પરંપરાગત : ચાલુ વપરાશ – સામાન્ય અનુભવમૂલક – સ્વતઃસિદ્ધ વચન – સંક્ષિપ્તતા – મોટે ભાગે સાદી શૈલી (અનલંકૃત) – ડહાપણભરી ઉક્તિ – સુભાષિત.

૬. સંક્ષિપ્તતા : અર્થઘન, સસત્વકથન – લોકપ્રચલિત – લોકમાન્ય – મોટે ભાગે રૂપકાત્મક – પ્રાસયુક્ત – અનુભવ-જન્ય અથવા નિરીક્ષણ દ્વારા કોઈક સત્યની અભિવ્યક્તિ – સુપરિચિત – ડહાપણભરી ઉક્તિ – સુભાષિત.

૭. સંક્ષિપ્તતા : અર્થઘનતા – ચોટ – જાણીતી હકીકત.

૮. જુદા જુદા યુગોનાં અનુભવ ને ડહાપણનો સંચય : એક જ કથનમાં તારવેલો.

૯. પ્રાચીનતા : ફિલસૂફીનો બચેલો અવશેષ – સંક્ષિપ્તતા – સત્યતા.

૧૦. સંક્ષિપ્ત વાક્યો : પ્રાચીનતા – જીવનનો નિચોડ – અર્ક, સત્ત્વ.

૧૧. પ્રસિદ્ધિ : પ્રચાર – શાબ્દિક રજૂઆતની અસામાન્યતા.

૧૨. વાણીની તીક્ષ્ણતા – ધારદાર વાણી : વ્યવહારનાં કાર્યોની ગૂંચના ઉકેલ – (ઉપયોગ – function).

૧૩. રાષ્ટ્રની પ્રતિભા, હાસ્યવૃત્તિ ને સત્ત્વની રજૂઆત.

**આ લક્ષણોની ક્રમવાર વિગતે ચર્ચા :-**

(૧) **ડહાપણ :** નિરીક્ષણ તેમ જ જાત અનુભવ કે પછી બીજાના અનુભવ પરથી જુદા જુદા યુગોમાં જે ડહાપણ સંચિત થયું હોય તેમાં સ્વાભાવિક રીતે જ સામાજિક અને વ્યક્તિગત જીવનની નીતિ હોય. એ ડહાપણમાંથી કંઇક બોધ તારવી શકાય, આપણા જીવનને ઘડી શકાય, એવું તત્ત્વ પણ હોય. એ સત્ય અનુભવ પર આધારિત હોવાથી એમાં વૈજ્ઞાનિક સત્ય કે તાર્કિક સત્ય ન હોય. પરસ્પર વિરોધી કહેવતોમાં પણ ડહાપણ તો પ્રગટ થતું જ હોય. દા. ત., "બોલે તેનાં બોર વેચાય", "ન બોલ્યામાં નવ ગુણ." આના પરથી બીજી એક હકીકતને પણ સમર્થન મળે છે કે કહેવતોમાં આંશિક સત્ય હોય છે. પૂર્ણ નિર્વિવાદ સત્ય-સાર્વત્રિક સત્ય (absolute truth) નહીં.

(૨) **ચલણીપણું :** આવું બોધદાયક, આંશિક સત્યવાળું, નીતિમૂલક ડહાપણ જો ચલણી ન બન્યું હોય તો તે કહેવતની છાપ પામતું નથી. જનતામાં તે સ્વીકારાય ને વારંવાર તેનો ઉપયોગ થાય એ આવશ્યક છે. ડહાપણભરી ઉક્તિ ચલણી ત્યારે જ બને જ્યારે તે વ્યવહારુ હોય, રોજબરોજના જીવનમાં એનો ઉપયોગ થઈ શકતો હોય અને એ સાદી ઘરગથ્થુ ભાષામાં વ્યક્ત થઈ હોય. રોજની બોલચાલની ભાષામાં એ જો રજૂ થાય તો જનતા સ્વાભાવિક રીતે જ એને સરળતાથી ગ્રહણ કરી શકે. આ ઉપરાંત જનતામાં તે જ ઉક્તિ ચલણી બની શકે જે ઉક્તિ ચેતનવંતી ડહાપણભરી હોય. આના પરથી એટલું કહી શકાય કે એમાં આંશિક સત્ય હોવા છતાં પણ વ્યાપક જીવનને એ સ્પર્શતી હોવી જોઈએ. ક્યારેક જીવનના નાનકડા વિભાગને આવરીને એ ત્યાં પ્રકાશ પાથરતી હોય. દા. ત., "સાત સુયાણીએ વેતર વંઠે."

**(૩) પરંપરાગત પ્રાપ્તિ :** કહેવતમાં રહેલું ડહાપણ અનેક યુગોથી આપણામાં ઊતરી આવ્યું છે. આ ડહાપણનો વારસો જનતામાં પેઢી દર પેઢી કંઠોપકંઠ જળવાતો જાય છે. કયારેક એ પરંપરા એક દેશ, સમાજ ને સંસ્કૃતિની સીમા ઉલ્લંઘીને બીજા દેશ, સમાજ ને સંસ્કૃતિને પણ સ્પર્શતી જાય છે. આ પરંપરાથી સચવાયેલા ડહાપણની અભિવ્યક્તિમાં કયારેક ફેરફાર પણ થતા જાય છે. પણ એનું અંતસ્તત્ત્વ મોટે ભાગે જળવાઈ રહેલું હોય છે. દા. ત., "પીળું એટલું સોનું નહીં," "All that glitters is not gold." પણ એને બદલે "ડુંગરા દૂરથી રળિયામણા" કહીએ ત્યારે એનું અંતસ્તત્ત્વ એ જ છે પણ એની અભિવ્યક્તિની રીત બદલાઇ ગઇ છે. તો બીજો દાખલો છે – "Penny wise and pound foolish"

– "ખાળે ડૂચા ને બારણાં ઉઘાડાં."

**(૪) સંક્ષિપ્તતા :** કહેવતમાંનું ડહાપણ વિસ્તારથી રજૂ કરવામાં આવ્યું હોય તો તે ચલણી ન બની શકે. ઉપરાંત પરંપરાથી આપણામાં એ ઊતરી ન શકે કેમ કે વિસ્તૃત કથન યાદ રાખવું ખૂબ મુશ્કેલ પડે છે. ઉપરાંત કહેવત જે **માર્મિકતા** સાધે છે તે પણ વિસ્તારને કારણે શકય ન બને. કહેવતમાં સંક્ષિપ્તતાને લીધે જ સત્યનું ઘન સ્વરૂપ છતું થતું હોય છે. કહેવત એ રીતે વિચારતાં અડધી પંકિત, એક પંક્તિ કે બે પંકિતના વિસ્તારમાં પોતાનું કથન સમાવી દે છે. આ સંક્ષિપ્તતાને લીધે **ચોટ** પણ કહેવતમાં સધાય છે. રોજબરોજના વ્યવહારુ જીવનના ડહાપણની ઉક્તિઓ જો સચોટપણે કહેવાઇ ન હોય તો તે પોતાનું ધાર્યું કાર્ય સિદ્ધ નથી કરી શકતી. સંક્ષિપ્ત ચોટભરી ઉક્તિ જો ક્લિષ્ટ બને તો સામાન્ય જન એને સમજી ન શકે; અને સમજી ન શકે એવી ડહાપણભરી ઉકિતઓ એ જીવનમાં શી રીતે ઉતારી શકે? એટલે, એ ઉકિતઓ **સુગમ** હોવી જોઇએ. જીવનના સામાન્ય રોજબરોજના અનુભવની અભિવ્યકિત જો અસામાન્ય

રીતે રજૂ ન થઈ હોય તો તે ચોટ ન સાધી શકે. આ ચોટ સાધવામાં રૂપકાત્મકતા, પ્રાસ, દૃષ્ટાંત, મર્માળુપણું મદદરૂપ થાય છે. રૂપકાત્મકતા, પ્રાસ, અનુપ્રાસ, દૃષ્ટાંત, અર્થાન્તરન્યાસ જેવાં સાધનો પદ્યમાં બહુધા જોવા મળે છે. અને કહેવતોમાંની કેટલીક કહેવતો એ સામાન્ય રોજબરોજના અનુભવની અસામાન્ય અભિવ્યક્તિ બની રહે છે.

ટૂંકમાં, કહેવતો મુખ્યત્વે પરંપરાથી ચાલી આવતી સુગમ, સરળ છતાં માર્મિક વ્યવહારલક્ષી, ડહાપણભરી, સંક્ષિપ્ત ઉક્તિઓ છે.[૧૧]



## પ્રકરણ ૪

## કહેવત અને અન્ય ઉક્તિ-પ્રકારો

કહેવાની ઢબ કે શૈલી, કહેનાર વ્યક્તિ, ઉક્તિની રૂઢિગતતા, જેવાં દૃષ્ટિબિંદુઓથી લોકોક્તિઓનો વિચાર થઈ શકે. સંસ્કૃતમાં સુભાષિત, પ્રાગોક્તિ, રૂઢોક્તિ, ન્યાય, સૂત્ર જેવા પેટાવિભાગો આપણને સાંપડે છે. આ બધા એક જ કુટુંબના હોઈ એકબીજાની ખૂબ નજીક છે ખરા, છતાં એક નથી.

**સદુક્તિ કે સુભાષિતઃ** સદુક્તિ કે સુભાષિત સુવચન છે, બોધવાક્ય છે. ક્યારેક એ અર્થાન્તરન્યાસી ઉક્તિ પણ હોય છે. સારા શબ્દોમાં સુંદર રીતે, મધુર બાનીમાં રજૂ થયેલી આવી ઉક્તિ સંક્ષેપમાં રોચક રીતે ઝબકારો થાય એવા સત્યના અંશવાળી હોય છે. ઘણાં સુભાષિતો એવાં નીતિપૂર્ણ અને કીમતી હોય છે કે માણસની સંકુચિત દૃષ્ટિને તે વિકસિત કરી દે છે, જિન્દગીનાં ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં કેમ વર્તવું, તેની સમજણ પાડી માણસને ચતુર, વ્યવહાર-કુશળ અને વિચક્ષણ બનાવે છે. એમાં વિનોદ અને રમૂજ પણ હોઈ ખૂબ રસપૂર્વક એમનું ગ્રહણ થાય છે. સૌ કોઈને આમાંથી જ્ઞાન સાથે વિનોદ પણ મળી શકે છે, અને તેથી ફુરસદનો વખત આનંદ, તાઝગી અને ઝીણવટભરી દૃષ્ટિ મળે એ રીતે પસાર કરવામાં સુભાષિતો ઉચ્ચ સાધન બની શકે છે. સંસ્કૃતમાં કહ્યું છે કે :

" संसारकटुवृक्षस्य द्वे फले ह्यमृतोपमे
सुभाषितरसास्वाद : संगति : सुजनं जने "[१२]

**પ્રાજ્ઞોક્તિ અને લોકોક્તિ:** કોઈ વિદ્વાન, પંડિત કે ચતુર જાણકાર માણસે સંક્ષેપમાં કરેલું, પોતાની વિદ્વત્તા વ્યવહારજ્ઞાન અનુભવને આધારે વ્યાપક અર્થની અભિવ્યક્તિ કરતું, કંઈક અલંકૃ અને આંશિક સત્યવાળું વિધાન તે પ્રાજ્ઞોક્તિ. ટૂંકમાં કહી શક કે પ્રાજ્ઞોક્તિ એટલે વિશિષ્ટ રીતે તારવેલો તાત્ત્વિક, દાર્શનિક નૈતિક, અમુક સ્તરને સ્પર્શતો, અનુભવ.

લોકોમાં એ પ્રચલિત થઈને સાર્વજનિક બની જઈને, મૂ વિદ્વાનના વ્યક્તિત્વને ભૂંસી નાખીને સર્વત્ર ફેલાઈ જાય ત્ય લોકોક્તિ બની જાય છે.. વળી ધ્યાનમાં રાખવા જેવું એ છે પ્રાજ્ઞોક્તિમાં નૈતિક જગતનું ભાવાત્મક સત્ય હોવા છતાં વ્યાવહારિ જગતનું તથ્ય નથી હોતું. જ્યારે લોકોક્તિમાં વ્યાવહારિક જગત તથ્ય હોવા છતાં નૈતિક જગતનું સત્ય નથી હોતું.[૧૩] લોકોક્તિ સંસારનું જ્ઞાન છે, પરોક્ષ ચિંતન નથી. મૂર્તિમંત અનુભવ છે. તેથી જ તે નથી કાવ્ય, નથી તત્ત્વજ્ઞાન કે નથી નીતિપ્રચાર. એ સાંસારિક જ્ઞાનની–વ્યવહારૂ ડહાપણની–અનુભવની અભિવ્યક્તિ જ ને છતાં એમાં કાવ્યની ચોટ, તત્ત્વજ્ઞાનની સારગર્ભિતતા અને નીતિ બોધ રહેલાં જ છે.

**ન્યાય:** કર્નલ જેકબે ન્યાયને માટે અંગ્રેજી maxim શબ્દ પ્રયોજ્ય છે, પણ એમને પોતાને જ આ શબ્દથી સંતોષ ન હતો. [૧૪] એમણે તે મોટા મોટા વિદ્વાનોએ ન્યાય માટે એ પર્યાય યોજ્યો હતો તેથી એ ચા રાખ્યો હતો. બાકી એમણે તો ન્યાયની અંદર દૃષ્ટાંત, નિયમ કે સિદ્ધાં અને અધિકરણનો સમાવેશ કર્યો છે. ન્યાયનો "ભગવદ્ગોમંડળ" આપેલો અર્થ જોઈએ તો તે આ પ્રમાણે છે: ન્યાય એટલે દૃષ્ટાં પ્રસિદ્ધ કહેવત. (પછી સંસ્કૃતમાં પ્રચલિત એવા ૨૧૪ ન્યાય દૃષ્ટાંતરૂપે બનેલા–સ્પષ્ટીકરણ સહિત નોંધ્યા છે.)

આમ સંસ્કૃતમાં અમુક વ્યાપક વિધાનો કે જે વ્યવહારના જ્ઞાનની તારવણી જેવાં હોય અને જે સિદ્ધાંત, દષ્ટાંત કે સમર્થનરૂપે ટાંકવામાં આવતાં હોય એમને ન્યાય કહ્યા છે. આ ન્યાયોમાં કેટલાક ન્યાય એવા છે કે જેમાં એ જમાનાની કે એ જમાના પહેલાંની લોકપ્રચલિત કહેવતો પણ છે. પણ તે છતાં ન્યાયનું સૂક્ષ્મતાથી અવલોકન કરીએ તો આપણને સ્પષ્ટ થશે કે એમાં કોઈ ઘટના, કથા કે વિશિષ્ટ અર્થ વ્યક્ત કરે એવો ભાવ સૂત્રરૂપે વ્યક્ત થયો હોય છે. એ રીતે જોતાં એ દેખાવમાં અત્યંત નાના હોય છે પણ એની ભાવની અભિવ્યક્તિમાં ગાંભીર્ય અને વ્યાપકતા નજરે પડ્યા વગર નહીં રહે. દા. ત., કાકતાલીય ન્યાય, પંકપ્રક્ષાલન ન્યાય.

ન્યાયમાં કેટલા યે ન્યાયો એવા છે કે જે માત્ર એક જ શબ્દ કે એક જ પદમાં વ્યક્ત થયા છે. દા. ત., મત્સ્ય ન્યાય, શલભ ન્યાય, ટિટ્ટિભ ન્યાય. કેટલાક ન્યાય એવા છે જે બે શબ્દના છે. દા. ત., અંધગજ ન્યાય, અજાકૃપાણી ન્યાય, કૂપમણ્ડૂક ન્યાય. આ બધા ન્યાયોને સમજવા માટે, એમનું સ્પષ્ટીકરણ કરવા માટે, આપણે એ ન્યાયમાં રહેલી કથા જાણવી જોઈએ.

કેટલાક ન્યાય એવા છે જેને આપણે લોકપ્રસિદ્ધ ઉપમાઓ તરીકે ઓળખી શકીએ. દા. ત., ઊપરદૃષ્ટિ ન્યાય, અરણ્યરોદન ન્યાય, અજાગલસ્તન ન્યાય.

જ્યારે કેટલાક ન્યાયોને તો લોકોક્તિ તરીકે ઓળખાવવામાં સહેજ પણ વાંધો આવે એમ નથી.

દા. ત., (૧) अर्के चेन्मधु विन्देत किमर्थं पर्वतं व्रजेत् ।[૧૫]
જો આકડે મધ મળે તો પર્વત પર જવાનું શું પ્રયોજન ?

(૨) मक्षितेऽपि लशुने न शान्तो व्याधिः। ૧૬
લસણ ખાવા છતાં રોગ ગયો નહીં.

આ ન્યાયને સમજાવતાં કર્નલ જેકબે maxim ને બ
proverb શબ્દ વાપર્યો છે તે નોંધપાત્ર છે.૧૭

(૩) वरं सांशयिकान्निष्कादसांशयिकः कार्षापणः। ૧
અનિશ્ચિત નિષ્ક કરતાં નિશ્ચિત કાર્ષાપણ વધુ સારો.
સર. A bird in the hand is worth two i
the bush.

આ ન્યાયને સમજાવતાં પણ કર્નલ જેકબ proverb શબ્
વાપરે છે.

(૪) पुत्रलिप्सया देवं भजन्त्या भर्ताऽपि नष्टः।
પુત્રપ્રાપ્તિની ઇચ્છાથી દેવની ઉપાસના કરતાં પતિને
ગુમાવી બેઠી.

સર. પૂત લેતાં પરણ્યો ગયો.૧૯

કેટલાક ન્યાય જે સૂત્રાત્મક રૂપમાં હોય તે પૂર્ણ વાક્યના રૂપમાં પ્રાંતિક ભાષામાં ફેરવાઈને કહેવત તરીકે પ્રચલિત થયા હોય. દા. ત., ગુજરાતીમાં.

(૧) "કાગનું બેસવું ને તાડનું પડવું"—કાકતાલીય ન્યાય.

(૨) "પથ્થર કરતાં ઈંટ પોચી"—અશ્મલોષ્ટ ન્યાય.

આ રીતે ન્યાય અથવા દૃષ્ટાંતનું અર્થાલંકારની દૃષ્ટિએ અવલોકન કરીએ તો કહી શકાય કે એનો વિકાસ ઉપમા, રૂપક દૃષ્ટાંત, અર્થાંતરન્યાસ અને લોકોકિત એ ક્રમમાં થયો છે.

સમીકરણ પણ સિદ્ધ કરી શકતા નથી. એ બંનેનું અસ્તિત્વ અલગ છે ને છતાં એકબીજામાં ભળી જાય તેવું ય છે.

## સૂત્ર :

જેમાં આવા પ્રકારોનાં કેટલાંક લક્ષણો આપણને સહજ ભાવે સાંપડે છે તે સૂત્રોનો પણ અહીં ટૂંકમાં વિચાર કરી લઈએ. સંસ્કૃતમાં સૂત્રની વ્યાખ્યા નીચે મુજબ મળે છે.

स्वल्पाक्षरमसंदिग्धं सारवद्विश्वतोमुखम् ।
अस्तोभमनवद्यं च सूत्रं सूत्रविदो विदुः ॥[२०]

જે થોડા અક્ષરવાળું, સંદેહ રહિત, સારવાળું, સર્વ તરફથી અર્થ થઈ શકે તેવું, એટલે એક જ અર્થને ઉદ્દેશીને કહેલું છતાં તેવા બધા પ્રસંગે લાગુ પડે તેવું, રોકાણ વગરનું અને દોષરહિત હોય તેવું વાક્ય તે સૂત્ર.

આ સૂત્રો મૂળ પ્રાચીન શાસ્ત્રકારોએ રચેલાં. તે સ્મરણમાં રાખવાં સહેલાં પડે છે. પ્રત્યેક સૂત્ર ઉપર પૃષ્ઠનાં પૃષ્ઠ ભરાય તેટલું વિવેચન થઈ શકે એવું હોય છે. સંસ્કૃત ભાષામાં વ્યાકરણ, ન્યાય, મીમાંસા, વેદાંત વગેરે શાસ્ત્રોમાં સૂત્રો પ્રસિદ્ધ છે.

## ઢિપ્રયોગ :

"બે અથવા બેથી વધારે શબ્દોના સમૂહનું એક અંગ થઈ શની મદદથી જે અર્થ થવા જોઈએ તે ન થતાં કોઈ જુદો જ મને તે પણ કોઇ સ્થાપિત (મુકરર) અર્થ થતો હોય તેને રૂઢિપ્રયોગ હે છે."[૨૧] કોઈ વાક્ય કે વાક્યનો અંશ સામાન્ય અર્થ ન દર્શાતાં કોઈ વિલક્ષણ અર્થ દર્શાવે તેને રૂઢિપ્રયોગ કહેવાય. દા. ત., 'આટલું બોલતાં બોલતાં તો એ પાણી પાણી થઈ ગયો." અહીં

પદ્યાત્મક કહેવતો જોતાં એમાં રહેલું પ્રાસનું મહત્ત્વ સહેલાઈથી સમજાઈ જાય છે. કહેવતોમાં ઘણી વખતે આ પ્રાસનું તત્ત્વ જ ચમત્કૃતિ પેદા કરતું હોવાથી તે પ્રાસનો પણ વિગતે વિચાર કરવો જોઈએ. આ પ્રાસનો વિચાર કરતી વખતે ધ્યાન ખેંચનારી બાબત તો એ છે કે આ પ્રાસ કેવળ પદ્યમાં નથી હોતા, ગદ્યમાં પણ હોય છે, અને એ પ્રાસને કારણે માત્ર ચમત્કૃતિ જ નહીં પણ ચોટ પણ સધાય છે. આમ તો આપણે જાણીએ છીએ કે પ્રાસયુક્ત રચનાઓ યાદ રાખવી સહેલી પડે છે. એટલે, પ્રાસ સ્મૃતિને સહાયભૂત તો છે જ, પણ પ્રાસ-યોજનામાં કહેવતોની વિચારણા કરતાં જે વિચક્ષણતા દેખાય છે તેને કારણે તેનો વિગતે અભ્યાસ આવશ્યક હોઈ અહીં કર્યો છે.

આ પ્રાસની વિચારણા બે રીતે થઈ શકેઃ (૧) પ્રાસનું સ્થાન તપાસીને (૨) પ્રાસનું સ્વરૂપ વિચારીને.

**પ્રાસનું સ્થાન :** પ્રાસનું સ્થાન વિચારતાં જણાય છે કે જ્યારે કહેવત બે ખંડમાં હોય, બે અર્ધમાં હોય, દ્વિદળ હોય, ત્યારે પ્રાસ એમાં અંતે હોય, આરંભમાં હોય કે વચ્ચે હોય.

(૧) આ ભવ મીઠો તો પરભવ કોણે દીઠો ?

(૨) એવી આપું ગોળી, કે ન દેખે દિવાળી કે હોળી.

(૯) વેદિયા વેદ, ને પહોંચાડ્યું ઠેઠ.

(૧૦) સાંભળીએ સૌનું પણ કરીએ ધાર્યું મનનું.

આ દસ કહેવતોમાં આપણને વક્તવ્ય એ પ્રાસબદ્ધ વાક્યખંડોમાં રજૂ થયેલું જણાય છે. અહીં આવતા ખંડો લાંબાટૂંકા છે. પણ એ ખંડો સરખા માપના પણ હોઈ શકે છે. ક્યારેક એ સરખા માપના હોય ત્યારે ઉક્તિ વધુ રોચક કે ચોટદાર પણ બને છે. નીચેનાં ઉદાહરણોથી આ વાત સ્પષ્ટ થશે.

(૧) આગળ દોડ, પાછળ છોડ.

(૨) આવ બલા, પકડ ગલા.

(૩) ગોળ વગર મોળો કંસાર, સ્ત્રી વગર સૂનો સંસાર.

(૪) જર, જમીન ને જોરૂ, એ ત્રણ કજિયાના છોરૂ.

(૫ હાલો ચણો, વાગે ઘણો.

(૬) દીકરી ને ગાય, દોરે ત્યાં જાય.

(૭) બાપ તેવા બેટા, વડ તેવા ટેટા.

(૮) ભરમ ભારી, ખિસ્સાં ખાલી.

(૯) મોઢે સાકર, પેટમાં કાતર.

(૧૦) શીંગડે ખાંડો, પૂંછડે બાંડો.

આ પ્રકારની બે સરખા ખંડમાં વિભાજિત કહેવતોને દ્વિદળ કહી છે.

દૃષ્ટાંત નં. ૩ની કહેવત બે સરખા ખંડમાં વિભાજિત થયેલી છે; પ્રાસબદ્ધ છે ને છંદોબદ્ધ છે. એનો છંદ ચોપાઇ છે.

કહેવતમાં પ્રાસ જુદી જુદી રીતે જોવા મળે છે. પ્રાસ પાદાન્તે કે ખંડાન્તે હોય અથવા મધ્યે પણ હોય. આપણે ચરણાન્તે, પાદાન્તે કે ખંડાન્તે પ્રાસને પ્રાસ કહીશું ને મધ્યે હોય તેને યમક.

દણ્ડીએ આવા પ્રાસને ચરણાન્ત યમક ને મધ્યયમક એ રીતે ઓળખાવ્યા છે. હેમચન્દ્રે યમકને છૂટો પાડયો ચરણાન્તે હોય તે પ્રાસ ને મધ્યે હોય તે યમક.

ઉપર નોંધેલી હકીકત પરથી સ્પષ્ટ થાય છે કે પ્રાસ મોટે ભાગે ખંડ, ચરણ કે પાદને અંતે હોય છે. પણ કેટલીક વાર પ્રાસ યમકરૂપે હોય છે. દા. ત., "શીંગડે ખાંડો ને પૂંછડે બાંડો"માં "શીંગડે" ને "પૂંછડે" નો યમક સધાય છે ને અંતમાં "ખાંડો" ને "બાંડો" નો પ્રાસ મળે છે. "આપ્યું ને તાપ્યું બેસી રહેતું નથી" અહીંયા "આપ્યું" ને 'તાપ્યું" નો યમક સધાય છે. "મરણુ તરણને શીખવે." "મરણુ" ને "તરણુ" નો યમક સધાય છે. "તકદીર આગળ તદબીર ચાલે નહીં." આ કહેવતમાં "તકદીર" ને "તદબીર" નો યમક સધાય છે. "લોચો પોચો માડીનો, છેલછબીલો લાડીનો." આ કહેવતમાં "લોચો" ને "પોચો" નો યમક સધાય છે. "આભને અણી નહીં ને વેશ્યાનો કો ધણી નહીં." આ કહેવતમાં "અણી" ને "ધણી" નો યમક સધાયો છે.

કેટલીક વાર કહેવતમાં જે શબ્દો પર ધ્યાન ખેંચવાનું હોય છે ત્યાં તુલના કે વિરોધ સાધીને પ્રાસ કે યમક મેળવ્યા હોય છે. દા. ત., "આવી મળવા, બેસાડી દળવા." અહીં આવવાની ક્રિયા સાથે બેસાડવાની ક્રિયા, તેમજ મળવાની ક્રિયા સાથે દળવાની ક્રિયાની સમતુલા છે. આમ, આવી માટે (A), મળવા માટે (B), બેસાડી માટે (C), અને દળવા માટે (D), ચિહ્નો મૂકીએ તો આ કહેવતની ભાત એ રીતે સમજાવાય કે A અને C ની સમતુલા છે અને B અને D ની

સમતુલા છે. આ ઉપરાંત A અને B તેમજ C અને D સાથે પણ સંબંધ છે. એટલે A + B = C + D ની સમતુલા જળવાઇ છે, અને સાથે મળવાની ને દળવાની ક્રિયાઓ જુદી જુદી છે એટલે એનો વિરોધ સધાય છે.

આમ માત્ર પ્રાસના સ્થાન ઉપરથી કહેવતના ક્યા અંશ પર ભાર મુકાય છે, કયા શબ્દો પર ધ્યાન ખેંચાય છે, તે જાણી શકાય છે.

આ રીતે જે અંશને પ્રકાશમાં લાવવાનો હોય કે વેધકતાથી અમુક શબ્દનો સ્થાનનિર્દેશ કરવાનો હોય તો તે પણ થાય છે. "જતાના જાનૈયા, ને વળતાના કાંધિયા." આ કહેવતમા "જતા" સાથે "વળતા" નો પ્રાસ મળે છે તો "જાનૈયા" સાથે "કાંધિયા"-નો. અહીં "જતા" નો ને "વળતા" નો વિરોધ છે તે જ પ્રમાણે "જાનૈયા" ને "કાંધિયા" નો પણ વિરોધ છે. આવા વિરોધની એક બીજી કહેવત જોઈએ. "અન્ન આહારે ને ઘી વ્યવહારે." અન્ન પેટપૂરતું અપાય, આહાર જેનો જેટલો હોય તે પ્રમાણે અપાય, પણ ઘી તો કરકસરથી જ અપાય. અહીં "આહારે" ને "વ્યવહારે", નો પ્રાસ છે.

હવે બીજી એક કહેવત લઇએ જેમાં પૂર્વાર્ધ એક છે ને ઉત્તરાર્ધના બે ખંડ પડે છે. દા. ત., "અક્કલનો ઓથમીર, લેવા મોકલ્યો ભાજી ને લાવ્યો કોથમીર."

અથવા

"અક્કલનો ઓથમીર, મંગાવે મરચાં ને લાવે કોથમીર."

અથવા

"અણસમજુ ઢોર, લેવા મોકલ્યો કાકડી ને લાવ્યો બોર."

પહેલાં એ ઉદાહરણોમાં "ઓથમીર" સાથે "કોથમીર" નો પ્રાસ છે. કહેવતની ભાત આ પ્રમાણે છે.

પૂર્વાર્ધ A

ઉત્તરાર્ધ B, B 1.

"ભાજી" ને "કોથમીર" નો દેખાવ સરખો એટલે ભૂલ થવાનો સંભવ. પણ ભાજીને બદલે કોથમીર લાવે તે ન ચાલે. "મરચાં" ને "કોથમીર" બંને લીલા મસાલામાં આવે એટલે ભૂલ થવાનો સંભવ, પણ મરચાંને બદલે કોથમીર ન ચાલે. અહીં પુરાવાને આધારે નિર્ણય તારવ્યો છે. મંગાવેલી વસ્તુના દેખાવમાં સામ્યને કારણે સરખી દેખાતી વસ્તુ લઈ આવે છે. એટલે લાવનારની અક્કલ માટે નિર્ણય થાય છે.

નિર્ણય આગળ ને પુરાવો પાછળ એ રીતની આ બંને કહેવતમાં યોજના છે. "ઓથમીર" ને "કોથમીર" નો પ્રાસ પુરાવા ને નિર્ણયનો પ્રાસ છે.

ત્રીજી કહેવત "અણસમજુ ઢોર, લેવા મોકલ્યો કાકડી ને લાવ્યો બોર" એ આ જ અર્થની કહેવત છે. આ કહેવતમાં "ઢોર" ને "બોર" નો પ્રાસ છે. આગલી કહેવતની માફક આ કહેવતમાં પુરાવા ને નિર્ણયનો પ્રાસ છે. આ પ્રકારની બીજી કહેવત જોઈએ.

"ઉદ્દમાતની ઉજાણી, એક ઉછાળે ધૂળ ને એક ઉછાળે પાણી."

અહીં "ઉજાણી" ને "પાણી" નો પ્રાસ છે. ઉજાણી ઉદ્દમાતની છે તે નિર્ણય લેવાયો તે 'એક ઉછાળે ધૂળ ને એક ઉછાળે પાણી' એ પુરાવાને આધારે.

**પ્રાસના સ્વરૂપનો વિચાર :**

સ્વરૂપની દૃષ્ટિએ પ્રાસ પૂર્ણ અને અપૂર્ણ, શુદ્ધ અને અશુદ્ધ હોઈ શકે.

અક્ષરોના પ્રમાણમાં પ્રાસની પૂર્ણતા અપૂર્ણતા નક્કી થઈ શકે. આગલા ખંડમાં, અર્ધમાં કે દળમાં દ્વિઅક્ષરી પ્રાસ હોય અને બીજા ખંડમાં, અર્ધમાં કે દળમાં ત્રિઅક્ષરી કે ચતુરક્ષરી પ્રાસ હોય તો તે પ્રાસ અપૂર્ણ કહેવાય.

અપૂર્ણ પ્રાસવાળી કહેવતોનાં કેટલાંક ઉદાહરણો નીચે આપ્યા છે :

(૧) અન્ન **આહારે** ને ઘી **વ્યવહારે.** ✓

(૨) અન્ન **જિવાડે** ને અન્ન **મારે.** ✓

(૩) એક હાથે **કરવું**, બીજા હાથે **ભોગવવું.**

(૪) ઉઘળી **બાયડી** ને ઉલળી **ગાડી.** ✓

(૫) છાસમાં માખણ **જાય** ને વહુ ફુવડ **કહેવાય.**

(૬) ડુંગર દૂરથી **રળિયામણા,** પાસે જઈએ તો **બિહામણા.** ✓

(૭) નહીં સાસુ નહીં **નણદી,** વહુ નાચે **આપછંદી.** ✓

(૮) બ્રાહ્મણભાઈ જીવતા **દિવાળિયા** ને મૂવે **વહેવારિયા.** ✓

(૯) રખડતા **રામ,** જ્યાં બેઠા ત્યાં **મુકામ.** ✓

(૧૦) વાણ તાકે તે **વાણિયો,** નહીં તો માને પેટ **પાહાણિયો.** ✓

(૧) આ કહેવતમાં "આહારે" ને "વ્યવહારે"નો અપૂર્ણ પ્રાસ છે કેમકે "આહારે" ત્રિઅક્ષરી છે તો "વ્યવહારે" ચતુરક્ષરી. એટલે ત્રિઅક્ષરી ને ચતુરક્ષરીનો પ્રાસ મેળવ્યો છે.

(૨) આ કહેવતમાં "જિવાડે" ને "મારે" નો અપૂર્ણ પ્રાસ છે કેમકે "જિવાડે" ત્રિઅક્ષરી છે તો "મારે" દ્વિઅક્ષરી છે. એટલે ત્રિઅક્ષરી ને દ્વિઅક્ષરીનો પ્રાસ મેળવ્યો છે.

(૩) આ કહેવતમાં "કરવું" ને "ભોગવવું" નો અપૂ
પ્રાસ છે; કેમકે "કરવું" ત્રિઅક્ષરી છે તો "ભોગવવુ
ચતુરક્ષરી છે. એટલે ત્રિઅક્ષરી ને ચતુરક્ષરીનો પ્ર
મેળવ્યો છે.

(૪) આ કહેવતમાં "બાયડી" ને "ગાડી" નો અપૂર્ણ પ્રા
છે, કેમકે "બાયડી" ત્રિઅક્ષરી છે તો "ગાડી
દ્વિઅક્ષરી છે. એટલે ત્રિઅક્ષરી ને દ્વિઅક્ષરીનો પ્રા
મેળવ્યો છે.

(૫) આ કહેવતમાં "જાય" ને "કહેવાય" નો અપૂર્ણ પ્રા·
છે; કેમકે "જાય" દ્વિઅક્ષરી છે તો "કહેવાય" ચતુરક્ષર
છે. એટલે દ્વિઅક્ષરી ને ચતુરક્ષરીનો પ્રાસ મેળવ્યો છે.

(૬) આ કહેવતમાં "રળિયામણા" ને "બિહામણા" ને
અપૂર્ણ પ્રાસ છે કેમકે "રળિયામણા" પંચાક્ષરી છે તે
"બિહામણા" ચતુરક્ષરી છે. એટલે પંચાક્ષરી અને
ચતુરક્ષરીનો પ્રાસ મેળવ્યો છે.

(૭) આ કહેવતમાં "નણદી" ને "આપછંદી" નો અપૂર્ણ
પ્રાસ છે કેમકે "નણદી" ત્રિઅક્ષરી છે તો "આપછંદી"
ચતુરક્ષરી. એટલે ત્રિઅક્ષરી ને ચતુરક્ષરીનો પ્રાસ
મેળવ્યો છે.

(૯) આ કહેવતમાં "રામ" ને "મુકામ" નો અપૂર્ણ પ્રાસ છે. કેમકે "રામ" દ્વિઅક્ષરી છે તો "મુકામ" ત્રિઅક્ષરી છે. એટલે દ્વિઅક્ષરી ને ત્રિઅક્ષરીનો પ્રાસ મેળવ્યો છે.

(૧૦) આ કહેવતમાં "વાણિયો" ને "પાહાણિયો" નો અપૂર્ણ પ્રાસ છે કેમકે "વાણિયો" ત્રિઅક્ષરી છે તો "પાહાણિયો" ચતુરક્ષરી છે. એટલે ત્રિઅક્ષરી ને ચતુરક્ષરીનો પ્રાસ મેળવ્યો છે.

કેટલીક શુદ્ધ પ્રાસવાળી કહેવતોનાં ઉદાહરણો :—

(ક) અણબોલાવ્યો બોલે, તે તણખલાને તોલે.

(ખ) એક આપે ને બીજો વારે, તેને નાખો જમના બારે. ✓

(ગ) ગાંડા લોકો તે આમડે વસે ખાસડું મારીએ તો ખડખડ હસે.

(ઘ) ચાકર ચોરે તેમાં બરકત, પણ શેઠ ચોરે તેમાં હરકત. ✓

(ચ) જણે તે જોગવે, ને પડે તે ભોગવે. ✓

(છ) જમાનો આવ્યો પાપનો, ને દીકરો નહીં બાપનો. ✓

(જ) જ્યાં મંદવાડ, ત્યાં ગંદવાડ. ✓

(ઝ) જેનું ખાઈએ, તેનું ગાઈએ. ✓

(ટ) બાપ તેવા બેટા, ને વડ તેવા ટેટા.

(ઠ) મોઢે જીજી, ને અંતરમાં બીજી. ✓

ઉપરનાં બધાં જ ઉદાહરણોમાં વ્યંજનસહિતના સ્વરનો પ્રાસ મળે છે. એ શુદ્ધ પ્રાસ છે.

(ક) આ કહેવતમાં "ઓલે", "ઓલે" નો પ્રાસ મળે

(ખ) આ કહેવતમાં "આરે", "આરે" નો પ્રાસ મળે
આ કહેવતનો છંદ ચરણાકુલ છે.

(ગ) આ કહેવતમા "અસે", "અસે" નો પ્રાસ મળે
આ કહેવતનો છંદ ચોપાઈ છે.

(ઘ) આ કહેવતમાં "અરક્ત", "અરક્ત" નો પ્રાસ મળે

(ચ) આ કહેવતમાં "ઓગવે", "ઓગવે" નો પ્રાસ મળે

(છ) આ કહેવતમાં "આપનો", "આપનો" નો પ્રાસ મળે

(જ) આ કહેવતમાં "અંદવાડ", "અંદવાડ" નો પ્રાસ મળે

(ઝ) આ કહેવતમાં "આઈએ", "આઈએ" નો પ્રાસ મળે

(ટ) આ કહેવતમાં "એટા", "એટા" નો પ્રાસ મળે છે.

(ઠ) આ કહેવતમાં "ઈજી", "ઈજી" નો પ્રાસ મળે છે.

પૂર્ણ પ્રાસવાળી કહેવતોનાં કેટલાંક ઉદાહરણો નીચે આપ્યાં છે :-

૧અ અખતર ડાહ્યાએ ડહાપણ કર્યું
કે ઘીના કુલ્લામાં ઘી ભર્યું.

૨અ આવ્યું સમાય, પણ ગયું ન ખમાય.

૩અ એવાં મળ્યાં સગલાં કે જેમ મચ્છને સાચવે બગલાં.

૪અ એવી આપું ગોળી કે ન દેખે દિવાળી કે હોળી.

૫અ આંખમાં અમી તેને દુનિયા સમી.

૬અ કણબીની મત થોડી, તે બળદ વેચીને લીધી ઘોડી.

૭અ કાગનું બેસવું ને તાડનું પડવું.

૮અ ખરું ખોટું ઈશ્વર જાણે, ફોગટનો ભાર જોષી તાણે.

૯અ ખુદાની મહેર તો લીલા લહેર.

૧૦અ જોષીનાં પાટલે ને વૈદ્યનાં ખાટલે.

૧અ આ કહેવતમાં 'કર્યું' ને 'ભર્યું' નો પૂર્ણ પ્રાસ છે, કેમકે કર્યું ને ભર્યું બંને દ્વિઅક્ષરી છે.

૨અ આ કહેવતમાં 'સમાય' ને 'ખમાય'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે સમાય ને ખમાય બંને ત્રિઅક્ષરી છે.

૩અ આ કહેવતમાં 'સગલાં' ને 'બગલાં'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે સગલાં ને બગલાં બંને ત્રિઅક્ષરી છે.

૪અ આ કહેવતમાં 'ગોળી' ને 'હોળી'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે ગોળી ને હોળી બંને દ્વિઅક્ષરી છે.

૫અ આ કહેવતમાં 'અમી' ને 'સમી'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે અમી ને સમી બંને દ્વિઅક્ષરી છે.

૬અ આ કહેવતમાં 'થોડી' ને 'ઘોડી'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે થોડી ને ઘોડી બંને દ્વિઅક્ષરી છે.

૭અ આ કહેવતમાં 'બેસવું' ને 'પડવું'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે બેસવું અને પડવું બંને ત્રિઅક્ષરી છે.

૮અ આ કહેવતમાં 'જાણે' ને 'તાણે'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે જાણે ને તાણે બંને દ્વિઅક્ષરી છે.

૯અ આ કહેવતમાં 'મહેર' ને 'લહેર'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે મહેર ને લહેર બંને ત્રિઅક્ષરી છે.

૧૦અ આ કહેવતમાં 'પાટલે' ને 'ખાટલે'નો પૂર્ણ પ્રાસ છે, કેમકે પાટલે ને ખાટલે બંને ત્રિઅક્ષરી છે.

માનસ તથા તેમની વ્યવહાર પદ્ધતિનો પણ સચોટ ખ્યાલ આ
જ્ઞાતિવિષયક કહેવતો દ્વારા આવે છે.

## ધર્મ અને નીતિ :

ભારતમાં લોકજીવન અને લોક સંસ્કૃતિનાં પાયામાં ધર્મ છે
શાસ્ત્ર ન ભણેલા, છતાં ધાર્મિક નીતિમય જીવન ગુજારતા લોકોને
ઈશ્વરસંબંધી, ધર્મસંબંધી અને નીતિસંબંધી અનેક પ્રકારે માર્ગદર્શન
કહેવતો આપતી રહી છે. નીચે આપેલી કહેવતો ઉપરથી આ વાત
સ્પષ્ટ થશે.

(૧) અતિ લોભ તે પાપનું મૂળ.
(૨) ઈશ્વર જે કરે તે સારા માટે.
(૩) કર્મ ધર્મમાં કોઈનો ભાગ નહીં.
✓ (૪) ખુદાની મેહર, ત્યાં લીલા લહેર.
(૫) ગરીબનો બેલી પરમેશ્વર.
✓ (૬) ગાયને મૂકે છરી, તેને ન મળે હરિ.
(૭) ગેબની વાતો જાણનાર પરમેશ્વર.
(૮) ગોરને આપો ઘરડી ગાય, પુણ્ય થાય ને પાપ જાય.
(૯) ચાંચડ, માંકડ, જૂ ને જતિ, એ માર્યાનું પાપ જ નથી
(૧૦) દયા છોડે દેવ કોપે.
(૧૧) દેવ તેવી પૂજા.
(૧૨) ધર્મ પોતીકો વહાલો, ને વેપાર પારકો વહાલો.
(૧૩) ધર્મી ધરમ કરે ને પાપી પેટ કૂટે.
(૧૪) ધર્મ તરે ને તારે, પાપ બૂડે ને બુડાડે.

(૧૫) નમ્યો તે પરમેશ્વરને ગમ્યો. ✓

(૧૬) પરમેશ્વર પાધરો તો વેરી આંધળો. ✓

(૧૭) પરમેશ્વરે દાંત આપ્યા છે તે ચવાણું આપશે. ✓

(૧૮) પરમેશ્વરની લાકડીને કંઈ અવાજ છે?

(૧૯) પાપ પીપળે ચઢીને પોકારે છે. ✓

(૨૦) પુણ્યે પાપ ઠેલાય. ✓

(૨૧) પ્રભુને ઘેર અવળો ન્યાય નહીં હોય.

(૨૨) પ્રભુ કૃપાનું પાત્ર ધર્મને રસ્તે જ ચાલે.

(૨૩) રામ નામે પથ્થર તરે. ✓

(૨૪) રામ રાખે તેને કોણ ચાખે? ✓

(૨૫) સત્યનો બેલી પરમેશ્વર.

(૨૬) હુંપદથી હરિ વેગળા. ✓

જેમ એક બાજુથી લોકમાનસ ધાર્મિક વૃત્તિ ધરાવતું દેખાય છે તેમ બીજી બાજુથી ધર્મને નામે થતાં ધતિંગોનો પણ ગર્ભિત ઉલ્લેખ કહેવતોમાં મળે એ સ્વાભાવિક છે. પાપ-પુણ્યના અને ન્યાય તથા ઈશ્વરશાસનના આપણા ખ્યાલો કહેવતોમાં વ્યક્ત થાય છે.

**રાજશાસન :**

આપણે ત્યાં લાંબા કાળ સુધી રાજાશાહી હતી. એ રાજાશાહીમાં અવારનવાર પલટા આવતા ખરા અને તે પ્રમાણે રાજ્યકારભારમાં ફેરફાર થતા. લોકજીવન પર એની અસર પહોંચતી. રાજા, પ્રજા અને રાજ્યવહીવટ અંગેની કેટલીક નોંધપાત્ર કહેવતો આપણને મળે છે.

(૭) ચમડી તૂટે પણ દમડી ન છૂટે.

(૮) ચતુર ચેતે ને મૂર્ખ વેઠે.

(૯) તારું મારું સહિયારું, ને મારું મારા બાપનું.

(૧૦) થોડું બોલે ને થાંભલો કોરે.

(૧૧) દાતારી દાન કરે ને ભંડારી પેટ ફૂટે.

(૧૨) ધણીને કહેશે ધા, ચોરને કહેશે ન્હાસ.

(૧૩) બણીઆના બે ભાગ.

(૧૪) બહેરો બે વાર હસે.

(૧૫) બહુ બ્હીએ તેને બહુ ખાય.

(૧૬) બાપડી બાપડી સૌ કોઈ કરે, પણ કાપડી ન કરે કોઈ.

(૧૭) બાવો બેઠો જપે ને જે આવે તે ખપે.

(૧૮) ભૂંડાથી તો ભૂત ન્હાસે.

(૧૯) મરદ રડે નામને ને બૈરી રડે દામને.

(૨૦) વાર્યો ન કરે તે હાર્યો કરે.

(૨૧) શિરા સારુ શ્રાવક થયા.

(૨૨) સતી શાપ દે નહીં અને શંખણીના લાગે નહીં.

(૨૩) સરે નહીં, ભીંજે નહીં, ને ખાટ એડું ખીજે.

(૨૪) સુકાળે સગાં વહાલાં, દુકાળે વહાલા દાણા,
ડુંગરા દૂરથી રળિયામણા, આગળ જઈએ તો પહાણા.

(૨૫) સુખે સોની ને દુઃખે રામ.

(૨૬) હું પરણું ને હાથી નહીં?

જગતમાં કોઈ પણ માનવ સંપૂર્ણ નથી. કોઈમાં કોઈ દોષ છે
। કોઈમાં કોઈ, અને કોઈના પણ દોષનું દર્શન બહુ જલદી થાય
. કેટલાક દોષો વ્યક્તિગત હોય તો કેટલાક સમૂહગત પણ હોઇ
કે. છતાં, કહેવતોમાં વ્યક્તિને ધ્યાનમાં લઇ એની સ્વભાવગત
ર્યાદાઓ કે દૂષણોને રજૂ કરવામાં આવ્યાં જણાય છે. વક્તવ્ય એવી
તિ રજૂ થાય છે કે જેથી શીખવા ઇચ્છનારને એમાંથી પોતાના
વન માટે જોઇતો બોધપાઠ મળી શકે.

ાકવ્યવહાર :

અરસપરસ લેવડદેવડ દ્વારા માનવીનો જીવનવ્યવહાર ચાલતો
ાય છે. આ લેવડદેવડમાં વ્યાવહારિક ડહાપણ ખૂબ મહત્ત્વનો ભાગ
જવે છે. કહેવતોમાં આ પ્રકારનું ડહાપણ દૃષ્ટિગોચર થાય છે. લોકોએ
રસપરસના વ્યવહારમાં કેવી રીતે વર્તવું જોઈએ તે આવી કહેવતો
પષ્ટ કરે છે. દા. ત.,

(૧) અધીરાનું લેવું નહીં ને ઉછીનાનું ખાવું નહીં. ✓
(૨) આજનું કામ કાલ પર રાખવું નહીં. ✓
(૩) આપ સમાન બળ નહીં, ને મેઘ સમાન જળ નહીં. ✓
(૪) આયુષ્ય, વિત્ત ને ઘરછિદ્ર જાહેર કરવાં નહીં.
(૫) ઊંડા પાણીમાં ઊતરવું નહીં. ✓
(૬) એક ઘાએ કૂવો ન ખોદાય. ✓
(૭) કંકાસથી કૂવાનાં પાણી ખૂટે. ✓
(૮) કરમમાં કલેશ ને પાડોશીએ વેર રાખવું નહીં.
(૯) કરજ ને કન્યા કરગરે ન મળે.
(૧૦) કળથી થાય તે બળથી ન થાય. ✓
(૧૧) કરણી તેવી પાર ઉતરણી. ✓

(૭) ચમડી તૂટે પણ દમડી ન છૂટે.

(૮) ચતુર ચેતે ને મૂર્ખ વેઠે.

(૯) તારું મારું સહિયારું, ને મારું મારા બાપનું.

(૧૦) થોડું બોલે ને થાંભલો કોરે.

(૧૧) દાતારી દાન કરે ને ભંડારી પેટ કૂટે.

(૧૨) ધણીને કહેશે ધા, ચોરને કહેશે ન્હાસ.

(૧૩) બળીઆના બે ભાગ.

(૧૪) બહેરો બે વાર હસે.

(૧૫) બહુ બ્હીએ તેને બહુ ખાય.

(૧૬) બાપડી બાપડી સૌ કોઈ કરે, પણ કાપડી ન કરે કોઈ.

(૧૭) બાવો બેઠો જપે ને જે આવે તે ખપે.

(૧૮) ભૂંડાથી તો ભૂત ન્હાસે.

(૧૯) મરદ રડે નામને ને બૈરી રડે દામને.

(૨૦) વાર્યો ન કરે તે હાર્યો કરે.

(૨૧) શિરા સારુ શ્રાવક થયા.

(૨૨) સતી શાપ દે નહીં અને શંખણીના લાગે નહીં.

(૨૩) સરે નહીં, સીજે નહીં, ને ખાટ એડું ખીજે.

(૨૪) સુકાળે સગાં વહાલાં, દુકાળે વહાલા દાણા,
ડુંગરા દૂરથી રળિયામણા, આગળ જઈએ તો પહાણા.

(૨૫) સુખે સોની ને દુઃખે રામ.

(૨૬) હું પરણું ને હાથી નહીં?

જગતમાં કોઈ પણ માનવ સંપૂર્ણ નથી. કોઈમાં કોઈ દોષ છે તો કોઈમાં કોઈ, અને કોઈના પણ દોષનું દર્શન બહુ જલદી થાય છે. કેટલાક દોષો વ્યક્તિગત હોય તો કેટલાક સમૂહગત પણ હોઈ શકે. છતાં, કહેવતોમાં વ્યક્તિને ધ્યાનમાં લઈ એની સ્વભાવગત મર્યાદાઓ કે દૂષણોને રજૂ કરવામાં આવ્યાં જણાય છે. વક્તવ્ય એવી રીતે રજૂ થાય છે કે જેથી શીખવા ઇચ્છનારને એમાંથી પોતાના જીવન માટે જોઈતો બોધપાઠ મળી શકે.

**લોકવ્યવહાર :**

અરસપરસ લેવડદેવડ દ્વારા માનવીનો જીવનવ્યવહાર ચાલતો હોય છે. આ લેવડદેવડમાં વ્યાવહારિક ડહાપણ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવે છે. કહેવતોમાં આ પ્રકારનું ડહાપણ દૃષ્ટિગોચર થાય છે. લોકોએ

(૧૭) મર્કટ ને વળી મદિરા પીધ.

(૧૮) મોરનાં ઈંડાંને ચીતરવાં ન પડે.

(૧૯) લીલા વનના સૂડા ઘણા.

(૨૦) વાંદરાના હાથમાં નીસરણી, ને ભૂતના હાથમાં મશાલ.

(૨૧) શિયાળ તાણે સીમ ભણી, ને કૂતરું તાણે ગામ ભણી.

(૨૨) શિયાળ બચ્ચાં સો જણે, તો સોએ બચારાં,
સિંહણ બચ્ચું એક જણે, પણ એકે હજારાં.

(૨૩) સાપને ઘેર પરોણો સાપ, ચાટી મુખ વળે ઘેર આપ

(૨૪) હંસની ચાલ ચાલતાં કાગડાની ભૂલ્યા.

(૨૫) કોયલ કાગડી સરખી નાર, જણ્યાં પણ જોગવ્યાં નહીં
ને ધાર્યાં કાગને બાર.

પ્રકૃતિ વિષયક કહેવતોનો સમગ્રતયા વિચાર કરીએ તો એમ ગુજરાતની રસાળ ધરતી, જંગલો, વનસ્પતિ તથા પશુપક્ષીઓના ક્યારેક લાક્ષણિક તો ક્યારેક માર્મિક ઉલ્લેખો મળે છે. પશુઓમાં પણ વાઘ, સિંહ કે શિયાળ જેવાં રાની પશુઓ કરતાં ગાય, ભેંસ, કૂતરું, ઘોડો, ગધેડું, ઊંટ, બકરી, વાંદરાં જેવાં પ્રાણીઓ ઉપરની કહેવતો વધુ

છે, પણ ક્યારેક ક્યારેક બીજાં સારાંનરસાં વાર કે તિથિનાં ફળ પણ કોઈ ચોક્કસ પ્રસંગને ઉદ્દેશીને રજૂ થતાં હોય છે. લોકમાન્યતા તો એવી છે કે ભડલી વાક્ય એ ભવિષ્યવાણી છે, અનુભવના ઉદ્‌ગારો છે. વર્ષો સુધી ઋતુઓના ફેરફારો અને ખેતીના વ્યાપારોનું સૂક્ષ્મ દર્શન કર્યા પછી તેની અંદર જે અચલ નિયમો કામ કરી રહ્યાં છે, તેને લોકકવિએ કાવ્યબદ્ધ કર્યાં છે. મોટે ભાગે પદ્યાત્મક ભડલી વાક્યોનો રચના-બંધ દુહાનો છે, પણ ક્યારેક ચોપાઈને મળતો રચનાબંધ પણ સાંપડે છે.

આ ભડલી વાક્યોનાં મૂળ હેમપ્રભની "મેઘમાલા," "સંવત્સર-ફલ," તથા મેઘવિજયગણિના "મેઘમહોદય" અથવા "વર્ષપ્રબોધ" જેવા સંસ્કૃત ખગોલ જ્યોતિષના ગ્રંથોમાં જોઈ શકાય છે એમ પ્રોફે. મજમુદારનું કહેવું છે.

(૧) જો વરસે આદ્રા, તો બારે માસ પાધરા. ✓
(૨) જો વરસે મઘા, તો થાય ધનના ઢગા. ✓
(૩) જો વરસે ઉત્તરા, તો ધાન ન ખાય કૂતરા. ✓
(૪) જો વરસે હસ્ત, તો પાકે અઢાર વસ્ત. ✓
(૫) જો વરસે પૂર્વા, તો લોક બેસે ઝૂરવા. ✓
(૬) જો વરસે ચિત્ત, તો ભાગે ભીંત. ✓
(૭) શ્રાવણ જાય કોરડો, તો કણે ભરાય ઓરડો. ✓

પદ્યાત્મક ભડલી વાક્યો :

(૧) કૃત્તિકા કરશે કરવરું, રોહિણી કરે સુકાળ,
કર્મયોગે મૃગશર મળે, નિશ્ચય પડે દુકાળ.

(૨) શ્રાવણ શુક્લા સપ્તમી, સ્વાતિ ઊગે સૂર,
પર્વત કોરી ઘર કરો, પાદર વહેશે પૂર.

છે, પણ ક્યારેક ક્યારેક બીજાં સારાંનરસાં વાર કે તિથિનાં ફળ પણ કોઈ ચોક્કસ પ્રસંગને ઉદ્દેશીને રજૂ થતાં હોય છે. લોકમાન્યતા તો એવી છે કે ભડલી વાક્ય એ ભવિષ્યવાણી છે, અનુભવના ઉદ્‌ગારો છે. વર્ષો સુધી ઋતુઓના ફેરફારો અને ખેતીના વ્યાપારોનું સૂક્ષ્મ દર્શન કર્યા પછી તેની અંદર જે અચલ નિયમો કામ કરી રહ્યાં છે, તેને લોકકવિએ કાવ્યબદ્ધ કર્યાં છે. મોટે ભાગે પદ્યાત્મક ભડલી વાક્યોનો રચના–બંધ દુહાનો છે, પણ ક્યારેક ચોપાઈને મળતો રચનાબંધ પણ સાંપડે છે.

આ ભડલી વાક્યોનાં મૂળ હેમપ્રભની "મેઘમાલા," "સંવત્સર-ફલ," તથા મેઘવિજયગણિના "મેઘમહોદય" અથવા "વર્ષપ્રબોધ" જેવા સંસ્કૃત ખગોલ જ્યોતિષના ગ્રંથોમાં જોઈ શકાય છે એમ પ્રોફે. મજમુદારનું કહેવું છે.

(૧) જો વરસે આદ્રા, તો બારે માસ પાદ્રા. ✓

(૨) જો વરસે મઘા, તો થાય ધનના ઢગા. ✓

(૩) જો વરસે ઉત્તરા, તો ધાન ન ખાય કૂતરા. ✓

(૪) જો વરસે હસ્ત, તો પાડે અઢાર વસ્ત. ✓

(૫) જો વરસે પૂર્વા, તો લોક બેસે ઝૂરવા. ✓

(૬) જો વરસે ચિત્ત, તો ભાંગે ભીંત. ✓

(૭) શ્રાવણ જાય કોરડો, તો કણે ભરાય ઓરડો. ✓

**પદ્યાત્મક ભડલી વાક્યો :**

(૧) કૃત્તિકા કરશે કરવરું, રોહિણી કરે સુકાળ,
કર્મયોગે મૃગશર મળે, નિશ્ચય પડે દુકાળ.

(૨) શ્રાવણ શુક્લા સપ્તમી, સ્વાતિ ઊગે સૂર,
પર્વત કોરી ઘર કરો, પાદર વહેશે પૂર.

## પ્રકરણ ૭

## કહેવતમૂલક કે ઉખાણાગર્ભિત રચનાઓની પરંપરા

કહેવત છે કે, "ઋષિનું કુળ અને નદીનું મૂળ" ખોળવાનો પ્રયત્ન ન કરવો. કહેવતોનું મૂળ શોધવાનો પ્રયત્ન પણ એ જ જાતનો છે; છતાં, એ લૌકિક ડહાપણને થોડો વખત દૂર રાખી સંસ્કૃત સાહિત્યમાં એના મૂળની શોધ ચાલુ રાખીએ તો ઠેઠ વેદ સાહિત્ય સુધી આપણે જઈ શકીએ તેમ છીએ. વેદ સાહિત્યથી માંડીને તે શિષ્ટ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રકારોમાં જે સૂક્તિઓ કે સુભાષિતો, ન્યાયો અને કહેવતો મળી આવે છે તેમની સંખ્યા તો હજારોની થવા જાય છે. એ જ રીતે અપભ્રંશોમાં તથા તેમાંથી અવતરેલી જુદી જુદી ભારતીય ભાષાઓમાં આવાં સુભાષિતો અને લોકોક્તિઓના વપરાશની પરંપરા ચાલુ જ રહે છે. કહેવતોના આવા સામાન્ય સાહિત્યિક વપરાશમાંથી કહેવતમૂલક કે કહેવતપ્રધાન કાવ્યરચનાઓ શી રીતે જન્મી એનો વિચાર કરતી વખતે આપણે કાવ્યમાં કાવ્યતત્ત્વ સાધવા ઉપરાંત અન્ય પ્રયોજનોની જે સિદ્ધિ કેટલીક રચનાઓએ મેળવી એનું વિહંગાવલોકન કરી લઈએ.

### એકાધિક પ્રયોજનવાળી કાવ્ય-રચનાઓ:

જમાને જમાને કાવ્ય-રચનાનો હેતુ ફેરવાતો રહે છે. મહાભારત જેવું કાવ્ય આશરે પચ્ચીસ હજાર શ્લોકોમાં પહેલવહેલું વ્યાસમુનિએ રચ્યું ત્યારે એ કેવળ વીરકાવ્ય હતું એમ કહેવાય છે. વાલ્મીકિનું રામાયણ પણ આ જ પ્રકારનું સુપ્રસિદ્ધ કાવ્ય છે. મહાભારત અને

ગુજરાતનું રસોડું એ જ એનું દવાખાનું છે. વાતવાતમાં – ડૉક્ટરને ત્યાં દોડવાને બદલે, ડોસી વૈદાના ઘરગથ્થુ અલ્પતમૂ પ્રયોગોથી રોગો મટતા ને મટે છે એ હકીકત છે. પણ "પા પહેલાં પાળ બાંધો" જેવા ઉપદેશસૂત્રને સન્માની, માંદા જ પડાય એવી પરિસ્થિતિ પેદા કરવામાં રહેલું ડહાપણ વૈદક અંગેની ઘર કહેવતોમાં વ્યક્ત થતું જણાય છે. ઋતુઋતુના ખોરાકમાં પથ્યાપ શું એનું જ્ઞાન સૌને સરખી રીતે ઉપયોગી બની શકે છે તે જોત આ કહેવતોનું મહત્ત્વ સમજાઈ જાય છે.



## પ્રકરણ ૭

## કહેવતમૂલક કે ઉખાણાગર્ભિત રચનાઓની પરંપરા

કહેવત છે કે, "ઋષિનું કુળ અને નદીનું મૂળ" ખોળવાનો પ્રયત્ન ન કરવો. કહેવતોનું મૂળ શોધવાનો પ્રયત્ન પણ એ જ જાતનો છે; છતાં, એ લૌકિક ડહાપણને થોડો વખત દૂર રાખી સંસ્કૃત સાહિત્યમાં એના મૂળની શોધ ચાલુ રાખીએ તો ઠેઠ વેદ સાહિત્ય સુધી આપણે જઈ શકીએ તેમ છીએ. વેદ સાહિત્યથી માંડીને તે શિષ્ટ સંસ્કૃત અને પ્રાકૃત સાહિત્યના ભિન્ન ભિન્ન પ્રકારોમાં જે સૂક્તિઓ કે સુભાષિતો, ન્યાયો અને કહેવતો મળી આવે છે તેમની સંખ્યા તો હજારોની થવા જાય છે. એ જ રીતે અપભ્રંશોમાં તથા તેમાંથી અવતરેલી જુદી જુદી ભારતીય ભાષાઓમાં આવાં સુભાષિતો અને લોકોક્તિઓના વપરાશની પરંપરા ચાલુ જ રહે છે. કહેવતોના આવા સામાન્ય સાહિત્યિક વપરાશમાંથી કહેવતમૂલક કે કહેવતપ્રધાન કાવ્યરચનાઓ શી રીતે જન્મી એનો વિચાર કરતી વખતે આપણે કાવ્યમાં કાવ્યતત્ત્વ સાધવા ઉપરાંત અન્ય પ્રયોજનોની જે સિદ્ધિ કેટલીક રચનાઓએ મેળવી એનું વિહંગાવલોકન કરી લઈએ.

### એકાધિક પ્રયોજનવાળી કાવ્ય-રચનાઓ :

જમાને જમાને કાવ્ય-રચનાનો હેતુ ફેરવાતો રહે છે. મહાભારત જેવું કાવ્ય આશરે પચ્ચીસ હજાર શ્લોકોમાં પહેલવહેલું વ્યાસમુનિએ રચ્યું ત્યારે એ કેવળ વીરકાવ્ય હતું એમ કહેવાય છે. વાલ્મીકિનું રામાયણ પણ આ જ પ્રકારનું સુપ્રસિદ્ધ કાવ્ય છે. મહાભારત અને

કાવ્ય મહત્વનું સ્થાન ભોગવે છે. ઉપર 'ભટ્ટિકાવ્ય'માં જોયું તે પ્રમાણે હેમચન્દ્રાચાર્યે પણ પોતાના આ કાવ્યમાં વ્યાકરણના નિયમોનાં ઉદાહરણો રજૂ કરવાનું બીડું ઝડપ્યું જણાય છે. એ દૃષ્ટિએ સંસ્કૃત ઉપરાંત પ્રાકૃતમાં પણ કાવ્યતત્ત્વ કેવી રીતે મોળું પડતું ગયું તેનો ખ્યાલ આપણને આવે છે.

જૂના જમાનાથી કાવ્યમાં કહેવતોનો વપરાશ તો ઘણો જ હતો અને તેને પરિણામે કહેવતપ્રધાન કૃતિઓ રચીને કાવ્યમાં આવતી ચમત્કૃતિ સાધવાની ઇચ્છા કોઈકને થઈ હોય તો તે સ્વાભાવિક ગણી શકાય. પણ આવી શરૂઆત ચોક્કસ ક્યારે અને કોનાથી થઈ તે હજી સુધી જાણી શકાયું નથી. તેમ છતાં કહેવતમૂલક કૃતિઓની એક પરંપરા તો આપણને સાંપડે જ છે.

કાવ્યમાં અનુપ્રાસ પણ મોટી સંખ્યામાં મળે છે, અને તે પણ છંદો-બદ્ધ પંક્તિઓના અંતમાં જ માત્ર નહિ, પણ તેમની મધ્યમાં પણ મળે છે. કેશવ હર્ષદ ધ્રુવ જેને યમકસાંકળી કહે છે તેનાં ઉત્કૃષ્ટ ઉદાહરણો આ કાવ્યમાં પ્રાપ્ત થાય છે

આ કૃત્રિમતાની પરાકાષ્ઠા તો ઈ. સ. ૮૦૦ની આજુબાજુ રચાયેલા, કવિરાજ નામના કવિના, 'રાઘવપાંડવીય' નામના કાવ્યમાં જોવા મળે છે. એ કાવ્યમાં રાઘવ એટલે કે રામ અને પાંડવ એ બન્નેનાં પરાક્રમોનું વર્ણન એકી વખતે આપવામાં આવ્યું છે. કવિએ કાવ્યની રચના જ એવી રીતે કરી છે કે દ્વિઅર્થી શબ્દો અને દ્વિઅર્થી વાક્યો વડે રામાયણ અને મહાભારત બન્નેની કથા એકી વખતે કહી શકાય છે. તેના તે જ શબ્દો જે અર્થમાં લઈએ તે પ્રમાણે કાં તો રામાયણની વાર્તાનું અથવા તો મહાભારતની વાર્તાનું જ્ઞાન થાય છે. આ જાતની કાવ્યરચનાનું પરાક્રમ ભારત બહાર જગતના કોઈ સાહિત્યમાં કોઈ કવિએ ભાગ્યે જ કર્યું હોય.

આ રીતે કાવ્યરચનાઓમાંથી કાવ્યતત્ત્વ ઘટતું ગયું અને છંદ અને અલંકાર કે તે ઉપરાંતની બીજી સ્થૂળ ચમત્કૃતિ પેદા કરતી બાબતોને મહત્ત્વ મળતું ગયું, અને તેની એક પરંપરા થઈ પડી.

હેમચન્દ્રાચાર્યરચિત 'કુમારપાલચરિત' પ્રાકૃતમાં રચાયેલું એક ચમ્પૂકાવ્ય છે. જૈન ધર્મના સિદ્ધાન્તો અનેક વાર્તાઓ દ્વારા અહીં રજૂ થયા છે, પણ ગુજરાતના સુપ્રસિદ્ધ રાજવી કુમારપાળ (બારમી સદી)ના જીવનકાર્યને અનુલક્ષીને જે અનેક કાવ્યો રચાયાં છે તેમાં આ

કાવ્યમાં અનુપ્રાસ પણ મોટી સંખ્યામાં મળે છે, અને તે પણ છંદો-બદ્ધ પંક્તિઓના અંતમાં જ માત્ર નહિ, પણ તેમની મધ્યમા પણ મળે છે. કેશવ હર્ષદ ધ્રુવ જેને યમકસાંકળી કહે છે તેનાં ઉત્કૃષ્ટ ઉદાહરણો આ કાવ્યમાં પ્રાપ્ત થાય છે

આ કૃત્રિમતાની પરાકાષ્ઠા તો ઈ. સ. ૮૦૦ની આજુબાજુ રચાયેલા, કવિરાજ નામના કવિના, 'રાઘવપાંડવીય' નામના કાવ્યમાં જોવા મળે છે. એ કાવ્યમાં રાઘવ એટલે કે રામ અને પાંડવ એ બન્નેનાં પરાક્રમોનું વર્ણન એકી વખતે આપવામાં આવ્યું છે. કવિએ કાવ્યની રચના જ એવી રીતે કરી છે કે દ્વિઅર્થી શબ્દો અને દ્વિઅર્થી વાક્યો વડે રામાયણ અને મહાભારત બન્નેની કથા એકી વખતે કહી શકાય છે. તેના તે જ શબ્દો જે અર્થમાં લઈએ તે પ્રમાણે કાં તો રામાયણની વાતોનું અથવા તો મહાભારતની વાર્તાનું જ્ઞાન થાય છે. આ જાતની કાવ્યરચનાનું પરાક્રમ ભારત બહાર જગતના કોઈ સાહિત્યમાં કોઈ કવિએ ભાગ્યે જ કર્યું હોય.

આ રીતે કાવ્યરચનાઓમાંથી કાવ્યતત્ત્વ ઘટતું ગયું અને છંદ અને અલંકાર કે તે ઉપરાંતની બીજી સ્થૂળ ચમત્કૃતિ પેદા કરતી બાબતોને મહત્ત્વ મળતું ગયું, અને તેની એક પરંપરા થઈ પડી.

હેમચન્દ્રાચાર્યરચિત 'કુમારપાલચરિત' પ્રાકૃતમાં રચાયેલું એક ચમ્પૂકાવ્ય છે. જૈન ધર્મના સિદ્ધાન્તો અનેક વાર્તાઓ દ્વારા અહીં રજૂ થયા છે, પણ ગુજરાતના સુપ્રસિદ્ધ રાજવી કુમારપાળ (બારમી સદી)ના જીવનકાર્યને અનુલક્ષીને જે અનેક કાવ્યો રચાયાં છે તેમાં આ

| | | | |
|---|---|---|---|
| ઉપખાને સહિત ભાગવત દશમસ્કંધ | રાજસ્થાની | સં. ૧૭૨૦ આસપાસ | 'જગતાનંદ'–કાંકરોલીથી પ્રકાશિત. |
| વ્યોહાર સાર | હિંદી | સં. ૧૭૩૨ | અપ્રકાશિત– મોતીચંદ ખજાનચીના સંગ્રહની હસ્તપ્રત. |
| પ્રબોધબાવની | ગુજરાતી | ૧૮–૧૯મી સદી | 'કાવ્યમણિમાલા', ભાગ ૩. |

| લેખક | કૃતિ | ભાષા | રચના સંવત | પ્રકાશિત-અપ્રકાશિત |
|---|---|---|---|---|
| ૧. — | ઓભાણુક સ્તોત્ર (આભાણકગર્ભિતં શ્રી જિનસ્તોત્રમ્) | પ્રાકૃત | ૧૩-૧૪મી સદી | શ્રી જૈન સ્તોત્રસંદોહ ભાગ ૧, સારાભાઈ નવાબ પ્રકાશિત. |
| ૨. શ્રીધર | રાવણમંદોદરી સંવાદ | જૂની ગુજરાતી | સં. ૧૫૬૫ | માંડણકૃત 'પ્રબોધ બત્રીસી' સાથે પ્રકાશિત, ફાર્બસ ગુજરાતી સભા. |
| ૩. માંડણ | પ્રબોધબત્રીસી | જૂની ગુજરાતી | ૧૬મી સદી | ફા. ગુ. સભા. |
| ૪. હરિગુણમુનિ | લોકોક્તિમુક્તાવલિ | સંસ્કૃત | — | કાવ્યમાલા-એકાદશો ગુચ્છ |
| ૫. આસદાસ | 'ચિંતાપદેશ ઉખાણા બાવની' અપર નામ 'ઉખાણું ચોપન' | હિંદી | સં. ૧૬૩૨ આસપાસ | અપ્રકાશિત-હસ્તપ્રત બિકાનેર અનુપ સંસ્કૃત લાયબ્રેરી, હિંદી વિભાગ, ગુટકા નં. ૭૦ |
| ૬. ધનવિજય | આભાણશતકમ્ | સંસ્કૃત | સં. ૧૬૯૯ | ટીપ્પણિકા પદવિવૃત્તિકા સાથે, આત્મોદય સમિતિ, |

| | લેખક | કૃતિ | ભાષા | રચ્યા સંવત | પ્રકાશિત-અપ્રકાશિત |
|---|---|---|---|---|---|
| ૧. | — | ઓહાણુક સ્તોત્ર (આભાણકગર્ભિતં શ્રી જિનસ્તોત્રમ્) | પ્રાકૃત | ૧૩-૧૪મી સદી | શ્રી જૈન સ્તોત્રસંદોહ ભાગ ૧, સારાભાઈ નવાબ પ્રકાશિત. |
| ૨. | શ્રીધર | રાવણમંદોદરી સંવાદ | જૂની ગુજરાતી | સં. ૧૫૬૫ | માંડણકૃત 'પ્રબોધ બત્રીસી' સાથે પ્રકાશિત, ફાર્બસ ગુજરાતી સભા. |
| ૩. | માંડણ | પ્રબોધબત્રીસી | જૂની ગુજરાતી | ૧૬મી સદી | ફા. ગુ. સભા. |
| ૪. | દક્ષિણામૂર્તિ | લોકોક્તિ-મુક્તાવલિ | સંસ્કૃત | — | કાવ્યમાલા-એકાદશો ગુચ્છ |
| ૫. | અગ્રદાસ | 'હિતોપદેશ ઉપખાણા બાવની' અપર નામ 'ઉપખાણુ ચોપન' | હિંદી | સં. ૧૬૩૨ આસપાસ | અપ્રકાશિત-હસ્તપ્રત બિકાનેર અનૂપ સંસ્કૃત લાયબ્રેરી, હિંદી વિભાગ, ગુટકા નં. ૭૦ |
| ૬. | ધનવિજય | આભાણશતકમ્ | સંસ્કૃત | સં. ૧૬૯૯ | ઈર્યાપથિકી પટ્ત્રિંશિકા સાથે [illegible] |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૭. | તાજ | [illegible] | રાજસ્થાની | [illegible] | [illegible] ૯, ઑક્ટોબર '૬૧. |
| ૮. | જગતાનંદ | ઉપખાને સહિત ભાગવત દશમસ્કંધ | રાજસ્થાની | સં. ૧૭૨૦ આસપાસ | 'જગતાનંદ'–કાંકરોલીથી પ્રકાશિત. |
| ૯. | નંદન | વ્યોહાર સાર | હિંદી | સં. ૧૭૩૨ | અપ્રકાશિત–મોતીચંદ ખજાનચીના સંગ્રહની હસ્તપ્રત. |
| ૧૦. | દયારામ | પ્રબોધબાવની | ગુજરાતી | ૧૮–૧૯મી સદી | 'કાવ્યમણિમાલા', ભાગ ૩. |

આ કૃતિઓનો અનુક્રમે સંક્ષિપ્ત પરિચય કરીએ :

**૧. ઓહાણક સ્તોત્ર** (આભાણકગર્ભિતં શ્રી જિનસ્તોત્રમ) –આ કૃતિ ક્યારે રચાઈ તે જાણાતું નથી, પણ બિકાનેરના ભંડારની જે હસ્તપ્રતમાં એ મળે છે તે પ્રત સં. ૧૪૩૦માં લખાયેલી છે, એટલે મૂળ કૃતિ તેરમી કે ચૌદમી સદીની રચના હશે એમ માની શકાય. એમાં જિનેશ્વરની સ્તુતિની માળા રૂપે ઉખાણાં ગૂંથાયાં છે. કૃતિમાં બધું મળીને ૩૩ કડીઓ છે, પહેલી બે તેમ જ છેલ્લી એક તથા કડી ત્રીસમી બાદ કરતાં બાકીની દરેક કડીમાં કહેવત છે. ૩૧મી કડીમાં બે કહેવત છે. કુલ્લે ૩૦ કહેવતો આખી કૃતિમાં છે. સંભવ છે કે આ પહેલાં પણ આ પ્રકારની કોઈ રચના થઈ હોય અને તેના ઉપરથી આના લેખકને પ્રેરણા મળી હોય, પણ એવી કોઈ ચોક્કસ કૃતિ આજે ઉપલબ્ધ ન હોવાથી આપણે ઉખાણાગર્ભિત રચનાઓમાં સૌથી પ્રાચીન આ 'ઓહાણક સ્તોત્ર'ને ગણી શકીએ.

સ્તોત્રના આરંભમાં, મંગલાચરણમાં, જિનેશ્વરને નમસ્કાર કરીને "હું ઓહાણકો કહીશ" એમ લેખક કહે છે. અને અંતમાં પણ કેટલાંક "ઓહાણકો દ્વારા મેં જિનેન્દ્રની સ્તુતિ કરી છે" એમ તેમણે સ્પષ્ટ કર્યું છે; આ ઉપરથી આ રચનાનો ઉદ્દેશ સમજાઈ જાય છે.

જે કેટલીક જાણીતી કહેવતોને આ કૃતિમાં ગૂંથી લેવામાં આવી છે તેમાંની થોડીક આ પ્રમાણે છે :

બલિ કીયં તં સુન્નં જં સુન્નં તોડએ કણ્ણમ્.
(જે સોનું કાન તોડે તે સોનાનું બલિદાન કરો–તેને ત્યાગો.)

જહીં વસઈ નગ્ગખવણો પરિયટ્ટો તત્થ કિં કુણઈ?
(જ્યાં નાગા ક્ષપણકો–સાધુઓ વસતા હોય ત્યાં ધોબી શું કરે?)

પક્કાણું ભંડાણું કિંપુણ કણ્ણાઈ લગ્ગંતિ?
(પાકે ઘડે કાંઈ કાનો ચડે?)

જો મરઈ ગુલેણું વિષ તસ્સ વિસં દિજ્જઈ કીસ ?
(જે ગોળે મરે તેને વિષ શા માટે આપવું ?)

જઈ નચ્ચણે પયટ્ટ તા કિં ઘંઘુટ્ટ કરણેણું ?
(જો નાચવાનું આદર્યું તો ઘૂંઘટ કરવાથી શું વળે ?)

હત્થટ્ઠ કંકણુયં કો પુણુ જોએઈ આરિસએ ?
(હાથમાં કંકણ હોય પછી આરસીમાં કોણ જુએ ?)

આ કાવ્યની કડીઓમાં પૂર્વાર્ધમાં મૂળ વક્તવ્ય છે અને ઉત્તરાર્ધમાં કહેવત દ્વારા તેનું સમર્થન કે સ્પષ્ટીકરણ છે.

૨. **શ્રીધરકૃત 'રાવણમંદોદરી સંવાદ'**-સંવત ૧૫૬૫માં જીર્ણદુર્ગ (જૂનાગઢ)માં રચાયેલી ૨૦૪ ચોપાઈની આ કૃતિમાં કહેવતોને આધારે રાવણ અને મંદોદરી વચ્ચે સીતાના હરણ અંગે થયેલો કાલ્પનિક સંવાદ મળે છે. આરંભમાં "રૂઢિ રાવણ મતિ મંદોદરી, કરિસી કવિત ઉખાણિ કરી" તથા અંતમાં "મઈ ઉખાણાં અતિ ઘણા, કીધા કવિત મઝારિ" શબ્દો દ્વારા કવિ પોતાની કાવ્યરચનાનું પ્રયોજન સ્પષ્ટ કરી દે છે. ચાર ચાર લીટીની કાવ્યની કડીઓમાં ક્યારેક ચોથી લીટીમાં, તો ક્યારેક પહેલી, બીજી કે ત્રીજી લીટીમાં અને ઘણી વાર તો એકથી વધુ લીટીમાં, કવિએ કહેવતો અને રૂઢિપ્રયોગો ગૂંથેલ છે. આશરે સવાસો જેટલી જાણીતી અને લગભગ તેટલી જ આજે પ્રચારમાંથી નીકળી ગયેલી કહેવતો આ રચનામાં છે. જાણીતી કહેવતોમાંની કેટલીક નીચે મુજબ છે:

જો આમિષ અતિ મીઠડં હોઈ, પીંડી તણું ન પ્રાશિ કોઈ.
આગઇ ઈંડાં એ રંગ ધરઈ, કોણ કલાપીનાં ચીતરઈ ?
હું વરમાસી, હું વરમાઈ, ઉલખઈ નહીં કો મંદિર માંહિ
પેટ મિસલી ઉપાયૂં શુલ.

મોભ લગિ ઘર લાગૂં મણૂં, કુબુદ્ધિ કહિ હવિ કૂઉ ખણૂં.

રાંક તણઇ ઘરિ કસિઉં રતન?

અચલ ખણ્યો ઉંદરનિ કાજિ.

જો સૂધી સોનાની છરી, પેટ ન મારું મંદોદરી.

સીહ તણુ સો લંઘણુ થાય, મયગલ પાખિ માસ ન ખાય.

ગુડિ ગજ, લૂંસઈ ભંડાર.

ગામ નરખઈ એરંડ થયું.

પીહરિ પગરણિ, મા પ્રીસણઈ.

કરિ દીપક કો કૂઅઈ પડઈ?

કર્મ વિહોણો કરસણ કરઇ, વહિડઇ વરસ કે ધોરી મરઇ.

કોડી ધોતાં કાદવ કરિ.

રાવણ અને મંદોદરી પોતપોતાની દલીલોના સમર્થનમાં જે રીતે કહેવતો વાપરે છે તેથી સંવાદમાં માર્મિકતા, વેધકતા, ચોટ, સહજપણે આવે છે.

**૩. કવિ માંડણની 'પ્રબોધબત્રીસી'** — શિરોહીના વતની અને જ્ઞાતિએ બંધારા કવિ માંડણે બત્રીસ વીશીઓમાં પોતાની 'પ્રબોધબત્રીશી' રચી છે. આ ગ્રંથમાં જે બત્રીસ વિભાગ છે તે દરેકમાં ૨૦-૨૦ છપ્પા હોઈ પ્રત્યેક વિભાગને વીશી નામ આપવામાં આવ્યું છે. છપ્પાની કુલ સંખ્યા ૬૪૦+૪ = ૬૪૪ છે. અહીં ગૂંથી લેવામાં આવેલી કહેવતો સામાન્ય રીતે છપ્પાના છેલ્લા ચરણમાં, છેલ્લાં બે ચરણમાં કે ક્યારેક વચ્ચે છે. પ્રત્યેક છપ્પામાં કહેવત છે.

'પ્રબોધબત્રીસી'નું અપર નામ જ 'માંડણ બંધારાના ઉખાણા' છે. કવિએ પોતે છપ્પા ૬૪૧ અને ૬૪૨માં આ અંગે નીચે મુજબ ઉલ્લેખ કર્યો છે :

"એ **પ્રબોધબત્રીસી** ચાર, વીસી વીસી જોઈ વિચાર.
**ઉખાણાં** બહુ આદર કરી, જોયો અર્થ વિધિ વિસ્તરી.
એ સંખ્યા પટ શત ચૌઆલ, પહિલૂ આપ પછઈ શીખ
બાલ." (૬૪૧)

"અવની રહી ઉખાણાં ભરી, તે કિમ સકાઇ પૂરા કરી?
ઈમ કરતાં જે જે સાંભર્યા, તે તે ગ્રંથ માંહિ વિસ્તરા.
ધરા ગજૂ ન્યુહુ અંગુલિ ગ્રહ્યું, તિમ આફણીઈ પૂરણ થયું."
(૬૪૨)

ઉપરની પંક્તિઓ દ્વારા કવિ પોતાની કૃતિના નામનો ઉલ્લેખ કરવા ઉપરાંત કૃતિ રચવા પાછળનો પોતાનો હેતુ પણ જણાવી દે છે. ઉપદેશ આપવા ઉપરાંત કહેવતનું જ્ઞાન આપવાનો, ભાષાચાતુરી દર્શાવવાનો કવિનો હેતુ અહીં સ્પષ્ટ વરતાઈ આવે છે. કવિએ આ હેતુ કેવી રીતે સિદ્ધ કર્યો છે તે પણ અહીં સ્પષ્ટ થાય છે.

માંડણે પોતાની કૃતિમાં વેદાંત અને સંસારજ્ઞાનની અનન્ય વાતો સ્વાભાવિકપણે અને સહેલાઇથી લોકગમ્ય બને એ રીતે રજૂ કરી છે. વેદાંત જેવા ગૂઢ વિષયને સુસ્પષ્ટ બનાવવા એને રોજબરોજના જીવનના વ્યવહાર સાથે કવિએ કુશળતાથી સાંકળી લીધેલ છે. જીવન-વ્યવહારના નિરીક્ષણમાંથી તારવેલાં સત્યકથનોને આધારે વેદાંતના સિદ્ધાન્તોને સંસારમાં રહીને જીવનમાં શી રીતે ઉતારી શકાય એની ચાવી વેદાંતી કવિઓ પાસે હતી અને એ ચાવી તે જનસમાજને બતાવી દેતા હતા. આમ કરવામાં લૌકિક દૃષ્ટાંતો અને કહેવતો અત્યંત ઉપયોગી બની શકે તેમ હોવાથી માંડણે પોતાની આખી કૃતિ જ કહેવતમૂલક બનાવી.

કેટલીક કહેવતો વ્યાપ્તિસ્વરૂપ છે. એમાં સીધે સીધો બોધ કે નીતિવાક્ય હોય છે. માનવજીવન કે માનવસ્વભાવ ઉપરથી તારવેલું

કોઈ વ્યાપક સત્ય રજૂ થયું હોય છે અને તે કોઇ દૃષ્ટાંતથી સમર્થિત કરવામાં આવેલું હોતું નથી. બીજે પક્ષે કેટલીક કહેવતોમાં નિત્યના જીવન કે વ્યવહારમાંથી કોઈ વસ્તુ, લક્ષણ કે ઘટનાને ઉદાહરણ લેખે લઈ તેના ઉપર પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે કોઈ વ્યાપક તથ્યનું મંડાણ કરાયું હોય છે. 'પ્રબોધબત્રીસી'માં કહેવતસંખ્યા ૬૦૦ આસપાસ હશે શકાય. આજે પ્રચારમાં હોય એવી કેટલીક કહેવતો નીચે પ્રમાણે છેઃ

બહિરા આગળ વાયુ સંખ.
સાંધઈ નવ નઇ ત્રુટઇ તેર.
બિલાડી કાઢતાં ઊંટ પઇઠું.
પેટ ચોલી ઉપાયૂં સૂલ.
ફોકટ પંચા કુઉસુ હોઈ.
ગુલિ મરિ તુ વિષ કાં દીઉ ?
પાણી પીનઈ ઘર પૂછીઈ.
ધર્મની ગાઈ ન જોવા દંત.
ખણવું ગિરિ ઊંદિર સાહિવું.
વાવ્યા વાલ સાલી નવી હોઈ.
જનં જીવઈ તાં સીવઈસઈ.
યથા દેવ તિશી પાતરી.
દંપતી વાદિં ચીખિ બાલ.
વઢકણી વહુ નઈ ઓય પક્ષ કીધ.
કર્મવિહુણુ કરસણુ કરઈ, મેહ નાઠી કે ઢાંકું મરઈ.
સ્વાન પૂંછ નલી ખટ માસ, તુહિ ન છંડઈ વંક અભ્યાસ.

તેલ જો જો તેલની ધાર.

કર કાંકણુ આરીશુ કિશું ?

મધ્યકાલીન ગુજરાતીમાં આ પ્રકારની રચનાઓ લોકપ્રિય બનેલી હોઈને તેમના અનુકરણમાં લખાયેલી ઉખાણાગર્ભિત રચનાઓ સંસ્કૃતમાં પણ મળી આવે છે.

૪. દક્ષિણામૂર્તિરચિત લોકોક્તિ મુક્તાવલિ – સુભાષિતરૂપ અને બોધપ્રધાન આ રચનામાં કુલ ૩૪ શ્લોકો છે. કવિએ કૃતિને ૭ વિભાગમાં વહેંચી નાખી છે:

विद्वत्प्रशंसा पद्धतिः दुष्टत्याग पद्धतिः द्वैतनिन्दा पद्धतिः;
शिक्षा पद्धतिः, विवाद पद्धतिः, ज्ञानप्रशंसा पद्धतिः,

'પદ્ધતિ' નામ પામેલ દરેક વિભાગમાં શ્લોકસંખ્યા એકસરખી નથી, પણ જુદા જુદા વિભાગમાં વહેંચીને પોતાના વક્તવ્યને સુસ્પષ્ટ અને વેધક બનાવવા માટે, પહેલાં ત્રણ ચરણોમાં પોતાનું કથન રજૂ કરીને છેલ્લા ચરણમાં કહેવત કે અર્થાન્તરન્યાસની ઢબે સામાન્ય સત્ય ગૂંથી લેવાની પરંપરાને આ લેખક અનુસરે છે. ગુજરાતીમાં આજે મળી શકતી કેટલીક કહેવતો આ રચનામાં સંસ્કૃતમાં મળે છે તેથી એ નોંધપાત્ર છે. દાખલા તરીકે:

व्याघ्रः क्षुधितोऽपि भक्षयेन्न तृणम् ।
સરખાવો : ભૂખ્યો સિંહ તરણું ન ખાય.

पुच्छं शुनः किं न्वृजुतां भजेत ।
સરખાવો : કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી.

वत्सोऽपि खादति मलं हि वराहसक्तः । ભૂંડની સોબતમાં ગાયનો વાછરડો પણ મેલું ખાય છે.

સરખાવો : ઘોડા સાથે ગધેડું બાંધીએ તો ઘોડું ભૂંકતાં શીખે.

સોબત તેવી અસર. સંગ તેવો રંગ.

गताम्भसः किं करणेन सेतोः ।—પાણી વહી ગયા પછી પુલનો શો અર્થ ?

સરખાવો : પાણી પહેલાં પાળ બાંધવી.

રાંડયા પછીનું ડહાપણ.

दीपं गृहीत्वा हि पतन्ति कूपे ।

સરખાવો : દીવો લઈને કૂવામાં પડ્યું.

अङ्के कृत्वा तनयनमलं ग्राममन्वेषते हि ।—રૂડો, રૂપાળો છોકરો ગોદમાં છે ને ગામમાં શોધવા નીકળી.

સરખાવો : કેડે છોકરું ને ગામમાં ખોળ્યું.

विक्रेता लवणस्य वेत्ति किमु तत्कर्पूरमूल्यं परम् ।—મીઠું વેચનાર કપૂરનું મૂલ્ય શું જાણે ?

સરખાવો : ખાખરાની ખિસકોલી સાકરનો સ્વાદ શું જાણે ?

સાધુલોકમાં પોતાની પ્રસિદ્ધિ થાય એ હેતુથી દક્ષિણામૂર્તિએ આ રચના કરી છે એવું સ્પષ્ટ કથન છેલ્લા શ્લોકમાં છે. આ 'લોકોક્તિ-મુક્તાવલિ' ગરીબ સુવકોના કંઠનું સુંદર આભરણ થઈ પડશે એમ કવિ કહે છે.

**૫. સંત કવિ અગ્રદાસજી કૃત 'હિતોપદેશ ઉપખાણ બાવની' અપર નામ 'ઉપખાણ ચૌપન'**—આ રચના હિંદીમાં છે. કવિ અગ્રદાસનો સમય સંવત ૧૬૩૨ માનવામાં આવે છે, એટલે એની આસપાસ આ કૃતિ રચાઈ હશે. આ અપ્રસિદ્ધ કૃતિની હસ્તપ્રત બિકાનેરના અનૂપ પુસ્તકાલયના હિંદી વિભાગમાં છે. એમાં ૫૪

કહળિયા છે. પહેલી અને છેલ્લી કડી સિવાયની બાકીની બાવન કડીઓમાં અંતિમ ચરણોમાં બાવન કહેવત મળે છે.[૨૪]

૬. **જૈન મુનિ ધનવિજયકૃત आभाणशतकम्**—આ સંસ્કૃત રચનામાં કુલ્લે ૧૦૮ શ્લોકો છે. કવિએ ૧૦૦ ઉપરાંત આભાણકો તેમાં ગૂંથ્યાં છે. પ્રત્યેક શ્લોકના બીજા ચરણમાં કવિએ કહેવત ગૂંથી છે. રચનાના અંતિમ શ્લોક ઉપરથી કવિનું નામ, ગુરુનું નામ, રચ્યાસાલ, સ્થળ, વગેરેની વિગતો મળે છે. એ ઉપરથી જણાય છે કે સં. ૧૬૯૯માં પોષ માસમાં પુષ્ય નક્ષત્રમાં અમદાવાદની બાજુમાં ઉષ્માપુરમાં શ્રી વિજયદેવસૂરિના શિષ્ય ધનવિજયવર ગણિએ આ કૃતિ રચી છે.

આરંભમાં કવિ શ્રી ગણધરેન્દ્રને નમસ્કાર કરે છે. પછી ગુરુને નમસ્કાર કરીને 'આભાણકો' કહે છે. કવિએ જૈનધર્મની સ્તુતિ કરતાં આભાણકો ગૂંથ્યાં છે. નીચે આપેલાં આભાણકો પરથી સ્પષ્ટ થશે કે એમાંનાં કેટલાંક એના એ સ્વરૂપમાં કહેવતરૂપે તથા કેટલાંક જૂજ ફેરફાર સાથે આજે ગુજરાતીમાં આપણે વાપરીએ છીએ. દાખલા તરીકે :

शख प्रदक्षिणावर्त्त वयसा भृतः ।–જમણી બાજુનો શંખ અને દૂધથી ભરેલો.

સરખાવો : શંખ અને વળી દૂધે ભર્યો.

रन्ध्रेण सहिते कुम्भे यथा नीर न तिष्ठति ।—કાણા ઘડામાં પાણી ન રહે.

સરખાવો : ઊંડો કૂવો ને ફાટી બોખ.

औत्सुक्येन यथा नाम्रफलपाकः ।

સરખાવો : ઉતાવળે આંબા ન પાકે.

नृत्ये नटयाः प्रवृत्तायाः वदनाच्छादनं यथा ।
સરખાવો : નાચવા જવું, ને ઘૂંઘટો તાણવો ?

करण्डिकावृतो भानुश्छादितः किं क्वचिद् भवेत् ।
સરખાવો : છાબડે સૂરજ ઢાંક્યો ન રહે.

धर्मधेनोः दन्ता न विलोक्याः ।
સરખાવો : ધરમની ગાયના દાંત ન જોવા.

**૭. કવયિત્રી તાજકૃત ચીર્ચા ચાંદીકા ઝગડા**–બિકાનેરની અનૂપ સંસ્કૃત લાયબ્રેરીમાં આ કૃતિની બે હસ્તપ્રતો સં. ૧૭૨૧ની અને સં. ૧૭૩૦ની મળે છે. 'વરદા' વર્ષ ૪, અંક ૪માં શ્રી અગરચંદ નાહટાએ આ કૃતિ આપી પ્રસિદ્ધ કરી છે.

'ભાવસિન્ધુ' ગ્રંથમાં આપેલી માહિતી ઉપરથી જાણવા મળે છે કે કવયિત્રી 'તાજ' સમ્રાટ અકબરની પત્ની હતી. બિરબલની પુત્રી સોમવતીની તે ખાસ બહેનપણી હતી. સોમવતીને લીધે તે ગોસ્વામી વિઠ્ઠલનાથજીના પરિચયમાં આવી હતી. આ પરિચયને પરિણામે તે કૃષ્ણભક્ત બની. ખુદ વિઠ્ઠલનાથજીએ એને વૈષ્ણવધર્મની દીક્ષા પણ આપી હતી.

કૃતિના આરંભમાં જ કવયિત્રી આ કૃતિ રચવા પાછળનો પોતાનો હેતુ સ્ત્રીસમાજમાં પ્રચલિત ઉખાણાં ને કહેવતો ગૂંથવાનો છે એમ જણાવે છે. આ રચનામાં કુલ ૧૧૭ કડી છે ને લગભગ ૧૦૦ જેટલી કહેવતો છે. રચના દોહરા–ચોપાઈમાં થઈ છે. રચનાશૈલી મધ્યકાલીન* ગુજરાતી કૃતિઓને અમુક અંશે મળતી આવે છે. જેમ મધ્યકાલીન કૃતિઓ કડવાબદ્ધ હોય છે તેમ પ્રસ્તુત કૃતિ પણ કડવાને મળતાં એકમોમાં ગૂંથાઈ છે. પ્રત્યેક એકમ ચોપાઈનાં પાંચ પંક્તિયુગલ અને

અંતે એક દોહરાનું બનેલું છે. આ રચનાશૈલી ચંદાયન જેવાં હિંદી પ્રેમાખ્યાનક કાવ્યોની પરંપરાની છે. આ કાવ્યના કથાનકમા આધ્યાત્મિકતા પણ છુપાયેલી છે. નીચેની પંક્તિઓ પરથી તે સ્પષ્ટ થશે:

મીરાં આદમ બીબી દીન
બાંદી દુનિયા જાનહુ તીન.

મીરાં આદમ બીબી બાંદી, કૃશન નિરંજન એક
તાજન નમો નમો કીય, તીન લોક કી ટેક.

અહીં પહેલી બે પંક્તિઓમાં ભેદબુદ્ધિ છે જેમાં મીરાં—કથાનો નાયક—પુરુષ છે. બીબી એની પત્ની તે ધર્મ છે અને બાદી કે જેના પ્રેમમાં મીરાં (નાયક) પડ્યો છે તે દુનિયા છે. એ ત્રણે જુદાં છે. પાછળની બે પંક્તિઓમાં અભેદબુદ્ધિ છે જેમાં મીરાં (નાયક પુરુષ છે, બીબી (મીરાંની પત્ની) બાંદી છે ને એ બન્ને તેમ જ કૃષ્ણ નિરંજનમાં કોઈ ભેદ નથી, આમ કહીને કવયિત્રી એવા સર્વવ્યાપી કૃષ્ણને નમસ્કાર કરે છે.

આ રચનામાં આવતી કેટલીક પ્રચલિત કહેવતો નીચે પ્રમાણે છે:

साप न मरै न लाठी टूटै।
सो सोना क्या कीजिये जासो टूटै कान।
चोरीका गुड़ मीठा लागै।
जांघ उघारे लाजन मरिये।
सूधि अंगुरि घीउ न आवै।
नाचन नीकली धूंघट केसा।
नांगी न्हावै तो क्हां निचोरै।
नाचि न जानौ आंगन टेडा।
तेल देखु तेल की धार।

घर घर ही मटियाले चुल्हे।

मनु चंगा तो कठोती की गंगा।

दाई आगे पेट्ट छिपावो।

दोनों हाथों ताली बाजै।

चली बिलाइ हज्जको नौसे चूहे खाइ।

उलटा चोर कुतवारे डांढे।

अ गुरि नहृते पौचा नहीं।

चोर की माइ कोठी महि रोवै।

जेता गंगा न्हाइये तेता पावै पुण्य।

हाथ किताब वल महिं छूरी।

कहां मौजु वहां गांगा तेली।

૮. કવિ જગતાનંદ કૃત उपखाने सहित भागवत दशम स्कंध—પ્રો. કંઠમણિ શાસ્ત્રીએ બહાર પાડેલ જગતાનંદની અનેક કૃતિઓમાંની આ એક છે. એની ભાષા રાજસ્થાની છે. અહીં ૧૦૧ છપ્પામાં કવિએ ભગવાન શ્રી કૃષ્ણની લીલાનું વર્ણન કર્યું છે. એ લીલા વર્ણવતાં પ્રત્યેક છપ્પાના અંતમાં કવિએ કહેવત ગૂંથી લીધી છે. થોડામાં ઘણું કહી દેવાની કવિની વિશિષ્ટ શક્તિ આ રચનામાં દેખાય છે. કૃતિનો રચનાસમય સં. ૧૭૦૦ની આસપાસનો હોવાની શક્યતા છે.

કવિ સ્પષ્ટપણે કહે છે કે દશમસ્કંધની લીલા અને કહેવતોયુક્ત રચના એ 'એક પંથ ને દો કાજ' જેવી અને 'સોનામાં સુગંધ' ભળવા જેવી વાત છે.

उपखाने के सहित दशमकी लीला गाउं। (છપ્પો ૧)
उपखाने अरु हरिचरित, एक पंथ द्वै काज। (છપ્પો ૧૦૦)
सोनो और सुगंध कृष्णलीला इहं गाइ।
दशम चरित्र अपार कहां लगि कहो सुवाइ।
उपखाने हूं घने जितिक मेरे मन भाये।

કાવ્યકૃતિમાં કહેવતો ગૂંથવાની પ્રથા હતી એમ અહીં સ્પષ્ટ લાગે છે. કવિએ છપ્પાની અંતિમ પંક્તિઓમાં કહેવતો ગૂંથી છે. કેટલીક પ્રસિદ્ધ અને પ્રચલિત કહેવતોનાં ઉદાહરણો લઈએ :

घोंबी कौ सो कूकरा घरको भयो न घाट। ✓
छोटे मुंह बडी बात।
कंगन देख्यो हाथमें कहा आरसी ताहि। ✓
जो है दाझ्यो दूधको पीवन फूंके छाछ। ✓
जैसो देखौ साथरो तैंसो पाइ पसार। ✓
सात मामा कौ भानजो सदा मरै है भूख। ✓
लगि जैहै तो तीर है नातर तुक्का जानि। ✓
पानी में को वास है करै मगर सो वैर। ✓
बेठे ते बेगार भली है।
चार दिना की चांदनी फेरि अंधेरी रात। ✓

૯. કવિનંદન કૃત વ્યોહારસાર—આ અપ્રસિદ્ધ કૃતિની હસ્તપ્રત મોતીચંદ ખજાનચીના સંગ્રહમાં છે એમ શ્રી અગરચંદ નાહટા જણાવે છે. કૃતિમાં ૪૫૫ શ્લોકો છે. કવિએ લોકોક્તિઓ ગૂંથવા માટે એક કથા કહી છે. ૪૫૦ લોકોક્તિઓ તેણે આ રચનામાં ગૂંથી છે. બહુ

મોટી સંખ્યામાં કહેવતો આ હિન્દી ગ્રંથમાં છે એમ કહી શકાય. આ કૃતિ સં. ૧૭૩૨માં રચાયેલી હોવાનું કહેવાય છે.

**૧૦. ભક્તકવિ દયારામ કૃત 'પ્રબોધબાવની'**—કવિ દયારામનો સમય સં. ૧૮૩૩થી સં. ૧૯૦૯નો મુકરર થયો છે. 'પ્રબોધબાવની'માં રચ્યાસાલ નથી, પણ કવિના જન્મસમયથી, કંઈ નહીં તો, વીસથી ચાળીસ વર્ષના ગાળામાં આ કૃતિ રચાઇ હોય તો એવું અનુમાન થઈ શકે કે ૧૮મી સદીની પહેલી પચ્ચીશીમાં આ કૃતિ રચાઈ હશે.

સમયની દૃષ્ટિએ જોતાં ઉખાણાંગુમ્ફિત રચનાઓની પરંપરામાં આ કૃતિ મધ્યકાલીન સાહિત્યમા આગલી કૃતિઓ જેટલી જ નોંધપાત્ર ગણી શકાય. આના ઉપરથી આ પ્રકારની રચનાઓની પરંપરા ૧૩-૧૪મી શતાબ્દીથી આરંભાયેલી તે ૧૮મી સદી સુધી ચાલુ રહી છે એ વાત સ્પષ્ટ થાય છે.

આરંભમાં કવિએ ગુરુ અને ગોવિંદનું સ્મરણ કરીને કહ્યું છે કે જગતનાં ઉખાણાંઓમાં જડીને મનને બોધ આપતા બાવન કુંડળિયામાં આ કૃતિ રચી છે. પહેલો અને છેલ્લો કુંડળિયો બાદ કરતાં કુલ ૫૦ કહેવતો કવિએ આમાં ગૂંથી છે.

કવિના કહેવા પ્રમાણે આ કૃતિની રચના સંસારમાં રચ્યાપચ્યા રહેતા માનવને ઇશ્વરાભિમુખ કરવાને માટે છે.

જગત ઉખાણે જટિત, રચિત આ મન પ્રબોધિની,
રાધાવર રતિ કરણી પ્રીત પ્રપંચ નિરોધિની,
નિરોધ કરવા ચિત્તને દયે કથન આ કીધ...(કું. ૧)

આ કૃતિમાં એકેક કહેવતની લીટી મૂકી તેના તત્ત્વચિંતનાત્મક કે પ્રબોધાત્મક સ્પષ્ટીકરણ માટે એકેક કુંડળિયાની રચના કરવામાં

આવી છે. પ્રત્યેક કુંડળિયાની છેવટની પંક્તિ તે પાછી ઉપર આવેલ કહેવતની જ પંક્તિ છે. દાખલા તરીકે :

**તરસ્યો ખોદે કૂપ જળ પ્રકટ પીએ નહીં ગંગ.**
પ્રકટ પીએ નહીં ગંગ, વંશ શ્રી વલ્લભ કેરો,
પ્રકટ રૂપ પરબ્રહ્મ, નિરખતાં લાભ ઘણેરો,
વણ સાધન એક શરણ, જતામાં અભય જ આપે,
જો સેવે શ્રીકૃષ્ણ, અચળ વ્રજમંડળ થાપે.
થાપે મન કુપંથમાં, દયો કહે દુઃસંગ,
**તરસ્યો ખોદે કૂપ જળ પ્રકટ પીએ નહીં ગંગ.** (કું. ૨)

આ કૃતિમાંની બીજી કેટલીક જાણીતી કહેવતો નીચે પ્રમાણે છેઃ
ગાંગરતું જ પલાણીએ, ઊંટ તણી એ રીત.
લક્કડ લાડુ ખાય ના ખાય બેઉ પસ્તાય.
કદી બાપના બાપને રડતાં નાવે પાર.
ટાટા મારે ખાળમાં, રહે ઉઘાડાં દ્વાર.
સો મણ તેલથી શું સર્યું, રહ્યું અંધારું ઘોર?
રંગના ચટકા હોય છે, કુંડા ક્યહું ન હોય.
નહીં ત્રણમાં, નહીં તેરમાં, નહીં છપ્પનને મેળ.
માગ્યાથી મરવું ભલું, માગ્યે મોટી હાણ.
ગજપગલાંમાં સર્વનાં પગલાં જાણો ગેબ.

એમ. વિન્ટરનિટ્ઝે પોતાના સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ધાત્મક ઉપદેશાત્મક અને સુભાષિતરૂપ સંસ્કૃત કવિતાનો વૃત્તાન્ત[૧૫] આપતાં કુસુમદેવકૃત 'દૃષ્ટાંતશતક' કે 'દૃષ્ટાંતકલિકા'નો, ઘટકર્પરકૃત

'નીતિસાર'નો, વેતાલભટ્ટ કૃત 'નીતિપ્રદીપ'નો, અને વરરુચિ કૃત 'નીતિરત્ન'નો ઉલ્લેખ કર્યો છે, અને કહ્યું છે કે આ સંગ્રહોની રચના, કડીના પૂર્વાર્ધમાં કોઇ વ્યાપક સત્ય હોય અને ઉત્તરાર્ધમાં એના દૃષ્ટાંતરૂપે કોઈ કહેવત હોય, એવી શૈલીએ થયેલી છે. પણ તેમણે આપેલાં ઉદાહરણ ઉપરથી સ્પષ્ટ થાય છે કે એ કૃતિઓમાં જેને આપણે લોકોક્તિ કે કહેવત કહીએ છીએ એવું ખાસ નથી અને દૃષ્ટાંતરૂપે રજૂ થયેલી વાત કોઈ નિત્યના વ્યવહારજીવનમાંથી લીધેલી વસ્તુ હોવાની શક્યતા છે. આ દૃષ્ટિએ આ રચનાઓ આપણે ઉપર વર્ણવેલી રચનાઓના વર્ગમાં નથી આવતી એટલે એમને અહીં ગણતરીમાં લીધી નથી.

સત્તરમો સદીમાં થઈ ગયેલા વેદાંતી કવિ અખાએ પોતાના 'છપ્પા'માં પોણો સો ઉપરાંત કહેવતો ગૂંથી છે, તો શામળ ભટ્ટે પોતાના 'રાવણ-મંદોદરી સંવાદ'માં ૯૯ તથા 'અંગદવિષ્ટિ'માં ૩૩ કહેવતો ગૂંથી છે. અખા ઉપર માંડણની વિષય અને તેના નિરૂપણ અંગે સીધી અસર છે અને તેથી છપ્પામાં કહેવતો ઘણી મળે છે. શામળે પણ શ્રીધર કૃત 'રાવણમંદોદરી સંવાદ' પરથી પોતાની એ કૃતિઓ માટે પ્રેરણા મેળવી હોવી જોઇએ. પણ અખાના છપ્પા કે શામળની એ કૃતિઓ 'કહેવતમૂલક' નથી. કહેવતો પ્રયોજીને જ પોતાની કૃતિ આ કવિઓએ રચી નથી તેથી એમનો ઉલ્લેખમાત્ર કરી લેવાનો રહે છે. કહેવતમૂલક કૃતિઓની યાદીમાં એ કૃતિઓ દાખલ કરી શકાય તેમ નથી.

જે કૃતિઓની વિગતો ઉપર અપાઇ છે તે પરથી નીચેના મુદ્દાઓ તારવી શકાય છે:

(૧) આ પ્રકારની રચનાઓની એક લોકપ્રિય પરંપરા બંધાઇ ગયેલી હતી.

(૨) આ પ્રકારની રચનાઓ સંસ્કૃત, પ્રાકૃત, જૂની ગુજરાતી, રાજસ્થાની, તેમ જ હિંદીમાં મળી આવે છે, એટલે તે સમયની વિવિધ ભાષાઓમાં આ પ્રકારની રચનાઓ કરવાની પ્રણાલી હોવી જોઈએ.

(૩) પ્રત્યેક રચનાને તપાસતાં એક હકીકત સ્પષ્ટ થાય છે કે કવિ પોતાને જે કહેવું હોય છે તે,—પછી તે ભલે ધર્મવિષયક હોય કે 'રાવણ-મંદોદરી સંવાદ'માં છે તેમ રામાયણની એક ઘટના ઉપરથી હોય, કે પછી 'આભાણકગર્ભિત શ્રી જિનસ્તોત્રમ્'માં છે તેમ, કે 'આભાણશતકમ્'માં છે તેમ જિન પ્રભુની સ્તુતિ રૂપે હોય,—કવિ ચોક્કસ શૈલીમાં પોતાના વક્તવ્યને રજૂ કરે છે.

(૪) આમાંની કેટલીક કૃતિઓ ટૂંકી છે. દા. ત., 'આભાણક-ગર્ભિત શ્રી જિનસ્તોત્રમ્'માં કુલ ૩૩ કડી જ છે, તો 'આભાણ-શતકમ્'માં ૧૦૮ શ્લોકો છે. 'બીબી બાંદીકા ઝઘડા'માં ૧૧૭ કડી છે. 'દશમસ્કંધ'માં ૧૦૧ છપ્પા છે. 'પ્રબોધબાવની'માં ૫૨ કુંડલિયા છે.

(૫) 'પ્રબોધબત્રીસી' 'લોકોક્તિમુક્તાવલિ,' 'ઉપખાને સહિત ભાગવત દશમસ્કંધ' જેવી પ્રબંધ કૃતિઓને વિભાગોમાં વહેંચી દીધેલી જણાય છે.

આ બધી જ કૃતિઓની ભાત (pattern) લગભગ સરખી છે, છતાં કવિની પોતાની પ્રતિભા તેમ જ કહેવતો ગૂંથવાના કૌશલ ઉપર તે તે કૃતિની ગુણવત્તાનો આધાર રહેલો આપણે જોઈ શકીએ છીએ.

